# श्री अंबिका गरबावली.

ચતુર્થ ભાગ.

રચી પ્રસિદ્ધ કરનાર,

માસ્તર ચુનિલાલ દામોદરદાસ પંડ્યા—નડિઆદ નિવાસી.

श्री महिष मर्दिनी.





સં. ૧૯૮૪. પ્રથમાવૃત્તિ—પ્રત ૧૦૦૦. સને ૧૯૨૮.

ન્યોછાવર—કિંમત રૂ. ૦—૫—૦ પોસ્ટેજ રૂ. ૦-૦-૬.

## શ્રી જગદંબાના શુભકાર્યમાં ઉત્તેજનાર્થે વધુ રકમની મદદ આપનારનાં મુબારક નામોનું લીસ્ટ (રકમના અનુક્રમે).

---

૧ નેકનામદાર પરમાર કુળભૂષણ મહારાણાશ્રી ભવાનિસિંહજી સાહેબ બહાદુર સ્વસ્થાન દાંતા ભવાનગઢ.

,, દેસાઇ રણછોડભાઇ નાથાભાઇ દેસાઇવગો નાડીઆદ

,, સુખડીઆ મગનલાલ ડાહ્યારામ નડિઆદ

,, પંડ્યા ભીખાભાઇ છોટાલાલ ચાહવાળા નડિઆદ સ્ટેશન

આ ગરબાવળી શ્રી જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં
શંકરરાય અમૃતરાયે છાપી.
ઠે:-રાયપુર, અમદાવાદ.

પરમાર કુળભૂષણ નેક નામદાર

## શ્રી ભવાનિસિંહજી સાહેબ બહાદુર. સંસ્થાન દાંતા.



રાજ્યાભિષેક તા. ૧૦-૩-૨૬. દાંતા-ભવાનગઢ

Lakshmi Art, Bombay 8.

## શ્રી નેકનામદાર દાંતાનરેશ મહુર્મ હમિરસિંહજી સાહેબ બહાદુરના અવસાન નિમીત્તે શોકોદ્‌ગાર અને યુવરાજ

# શ્રી ભવાનિસિંહજી સાહેબ બહાદુર પ્રત્યે પ્રેમોદ્‌ગાર.

---

(રા. રા. માસ્તર ચુનિલાલ દામોદરદાસ પંડયાએ તા. ૨૭-૧૨-૨૫ ના રોજ નડિઆદ નીવાસી ભકતોની જાહેર સભામાં ગાએલું કવન.)

### રાગ હરિગીત-ચાલ (રૂચીકર).

શ્રી સ્થળ દાંતા નગ્રમાં, વિરાજતા શુભ રાજજી;
હરનિશ શ્રી ચિંતન કરી, કરતા પ્રજાનાં કાજજી.

મિથ્યાભિમાનો શત્રુ સમ, ભાળી હ્રુદયથી ટાળતા;
રક્ષા કરી રંકો તણી, પ્રેમી પ્રજાને પાળતા.

સિંધુ સમું દરિઆવ દિલડું, ભક્ત પુરા શ્રીતણા;
હસતી મુખા કૃતિથી સદા, આનંદ ઉદ્‌ભવતા ઘણા.

જીવન દોરી તૂટતાં, આત્મા અમર અળગો થયો;
પાંજર પડતું મૂકીને, શ્રી ચરણમાં દોડી ગયો.

વાસો કર્યો વારાહિમાં, અંબા સકળ આદ્યેશ્વરી;
આધાર આપ્યો ભક્તને, નિજ પ્રેમની દષ્ટિ કરી.

આશા અમારી એજ અંતિમ, માત તમ પર છે ખરી;
તમ ચર્ણ શર્ણે રાખજો, હમિરસિંહ કૃપા કરી.

નૃપ વયમાં વૃદ્ધ છતાં, બાળક સંગે ૧બાળતા;(૧બાળકપણું)
નરસિંહ સમ દૃષ્ટિ અમીની, રાખી રૈયત પાળતા.
કુમાર નિજ ધર્મિષ્ઠ, મત્રાનિ ભલા ભૂપાળ છે;
હિંસા જીવોની બંધ પાડી, પ્રાણીના પ્રતિપાળ છે.
નીતિ નિપુણ ન્યાયી અચળ સ્વદ્ધર્મ પાળે પ્રેમથી;
નિડર બની કાર્યો કરી, રૈયત રક્ષે રહેમથી.
નિજ પ્રેમ વશ કરતા સદા વિદ્યા વશીકરણે થકી,
સહુ આત્મવત્ સુતેવુ સમજી, આપ્ત ગણી પોષે નક્કી.
ભડવીર ભવાનિ તણા, મત્રાનિસિંહ કુમાર છે;
જગની જનેતા જાગતી જગદંબનો આધાર છે.
શ્રી દર્શને સંઘો જતા ભાવિક ભક્તો ભાળતાં,
આનંદ ઉદધિ ઉછળતો, સંકટ સૌનાં ટાળતાં.
આદ્યા અધિષ્ઠાતાને બળ બહુ, બાહુમાં અંબાજી દો;
રક્ષા કરી રૈયતને. યાત્રાળુની આશિષ લ્યો.
વહતો વિમળ બ્હાલે કરી, વિમળા વમળથી તારજો;
માયા વમળથી તું બચાવી, શુભ કાર્યો સારજો.
વિઘ્નો સકળ વિડારજો, વાઘેશ્વરી વાઘે ચઢી;
ચુનિ ચાહના ચિત્તે ચહે, આનંદની દેજો ઘડી.
લખ્યું સાલ ઓગણીસસો પચીસે, માસ ડિસેમ્બર વિષે;
તારીખ સત્તાવીસમી, શુભવાર સુર્યતણો દીસે.

મેળાવડે મિત્રો મળ્યા અંબાતણા આધારના?
અવસાન નૃપ તણું સુણી, હૈડાં દ્રવે નરનારનાં.
તે કારણે કાર્યને કરવા, દિલગીરી જાહેર કરી;
આત્મા અમરને રાખ્ય અંબા, મોક્ષ દેજો શ્રી હરિ.
નટપુરનો નર નમ્ર ભાવે, ભજતો ભુવનેશ્વરી;
ભક્તો ભણી ભાળો ભવાનિ સહાય સંકટે કરી.

ઇતિ શુભં ભવતુ-અસ્તુ ૐ શાન્તિ-શાન્તિ-શાન્તિઃ હે શ્રી બ્રહ્માંડરી મા જગદંબા! તારા ચરણ કમળમાં મર્હુમશ્રીના અમર આત્માને અહરનિશ રાખ્ય એજ આ બાળકની નમ્ર વિજ્ઞપ્તિ છે. અસ્તુ.

લી. શ્રીનો કૃપાકાંક્ષી બાળ,
**માસ્તર ચુનિલાલ દામોદરદાસ પંડ્યા.**
શ્રી અંબિકા ગરબાવળીના લેખક.
લખાવાડ-**નડિઆદ.**



॥ श्री जगदंबानी प्रेमप्रसादी ॥

# श्री अंबिका गरबावळी.



જગદંબાના પ્રેમી ભક્તો અને સંગીતના અન્ય સુજ્ઞ શોખીન જનોને નમ્ર વિજ્ઞપ્તિ જે શ્રીની પૂર્ણ કૃપાથી શ્રી અંબિકા ગરબાવળીનાં પ્રથમ, દ્વિતીય અને તૃતીય ભાગનાં પુસ્તક છપાઈ બહાર પડી ગયાં છે. જેમાં શ્રીના ગુણાર્વિંદનાં અત્યુત્તમ પ્રથક્ પ્રથક્ રાગરાગણીઓથી વિભુષીત કવનો, ( શ્રી માતાજીપર પત્ર, અજાણ્યા માણસને માતાજીદર્શનાર્થે જવા માટે દિગ્દર્શન, માર્ગનો ગરબો વિગેરે દ્વિતીય ભાગમાં શ્રીનો થાળ, માતાજીને કુશળસમાચાર પઠાવેલ પત્ર, તથા નવિન કૃતિની બારમાસની આરતી, તથા તૃતીય ભાગમાં મણિદ્વીપ આખ્યાન, ગુરૂનો મહિમા, શ્રી ભક્ત વલ્લભ–ધોળા બંને શ્રી નાથજી યાત્રાર્થે પધારેલા ત્યાં શ્રીજીના શ્રી નાથજી બનાવ્યાના ગરબા ઉપરાંત મહિષાસુરનું જન્મ વૃત્તાંત વગેરે) શ્રી એ રચાવેલાં છે, જે શ્રીની પ્રેમપ્રસાદીની બુકોની અનુક્રમે કીં. ફક્ત ૦–૨–૬, ૦–૪–૦, અને ૦–૫–૦ ન્યોચ્છાવર રાખેલી છે. સદરહુ બુકો ઉત્તમ ગ્લેજ કાગળો ઉપર તેમજ દ્વિતીય અને તૃતીય ભાગો શ્રી મહિષ મર્દિનીના આકર્ષક ફોટા સાથે છપાએલા છે છતાં તેની કીંમત નજીવી રાખેલી છે, કારણ કે કર્તાની અભિલાષા તેની ઉપજેલી કીંમતમાંથી છપામણી વગેરે ખર્ચો બાદ જતાં બાકીની રકમ સત્કાર્યમાં

વાપરવાની છે તેવીજ રીતે સદરહુ ચતુર્થ ભાગની પણ ઉપર મુજબ વ્યવસ્થા કરવાની શ્રી પ્રેરણા છે જે મુજબ નેકનામદાર શ્રીના પરમભાવિક ભક્ત શિરોમણી શ્રીમાન દાંતા ભવાનગઢ નરેશ શ્રી ભવાનિસિંહજી સાહેબ બહાદુરે શ્રી પ્રેરણાથી ઉદાર ઉત્તેજન આપી શ્રીની અમુલ્ય સેવા બજાવી છે, તો હાલ તાકીદે પ્રથમ, દ્વિતીય અને તૃતીય ભાગોની ન્યોચ્છાવર કીંમત પોષ્ટેજ સાથે પોષ્ટ ટીકીટો મોકલી મંગાવી લેશો કારણ કે હાલ થોડી નકલ સીલક છે ત્યારબાદ સીલક હશે તોજ મળશે. માટે તાકીદે આ અત્યુત્તમ (એક પંથ દો કાજના) કાર્યનો અમુલ્ય લાભ મેળવવા ચુકશો નહિ એવી નમ્ર વિજ્ઞપ્તિ છે. માતાજીની નવિન રસાલંકાર યુક્ત બાર માસની આરતી છુટા પેપર ઉપર છાપેલી તૈયાર છે જેની ન્યોછાવર કીંમત છ પાઇ રાખેલી છે તે પણ પોષ્ટેજ સાથે મંગાવનારને સીલક હશે તો મોકલવામાં આવશે. સદરહુ ચતુર્થ ભાગ છપાવવાના શુભ કાર્યમાં જે જે શ્રીના ભાવિક ભક્તોએ ઉત્તમ સખાવત કરેલી છે, જેઓનાં મુબારક નામો રકમના અનુક્રમે બુકના છેલ્લા પૃષ્ટે આપવામાં આવ્યાં છે તેમનો આભાર માનવામાં આવે છે અને એવોજ ઉત્સાહ શ્રીના શુભકાર્યમાં હરહમેશ રાખશો એવી અભિલાષા છે, તેમજ જે જે સજ્જ્નોને આ શુભ કાર્યમાં ઉત્તેજન આપવા માતાજી પ્રેરણા કરે તે સાભાર સાથે સ્વીકારવામાં આવશે. પરંતુ તેઓનાં મુબારક નામો ચાલુ પુસ્તકમાં બહાર પડી શકશે નહિ એજ વિજ્ઞપ્તિ. જયશ્રી અંબા.

લખાવાડ — લી. શ્રીનો કૃપાકાંક્ષી બાળ,

નડિઆદ. — માસ્તર ચુનિલાલ દામોદરદાસ પંડયા.

॥ श्री जगदंबा प्रसन्नोस्तु ॥

# સમર્પણ.

**નેકનામદાર શ્રી ભવાનિ સ્વરૂપ પરમાર કુળભૂષણ**

**મહારાણા શ્રી ભવાનિસિંહજી સાહેબ બહાદુર.**

સ્વસ્થાન–**શ્રી દાંતા ભવાનગઢ.**



શુભાશિર્વાદ સાથે જયશ્રી માતાજી નેકનામદારશ્રીની પતિતપાવની જગદંબા પ્રત્યે તથા મારા પ્રત્યે અનન્ય પ્રેમ ભક્તિ હોવાથી ચતુર્થ ભાગની કવન કુસુમમાળા શ્રી ભગવતીને કંઠાર્પણ કરવા શ્રી પ્રેરણાને આધિન થઇ નામદાર શ્રીના કરકમળમાં સાદર કરૂં છું તે નામદારશ્રીનો કૃષ્ણ–સુદામા સમ પ્રેમભાવ હોવાથી સ્વીકારી આભારી કરશો. કારણ કે એ કવન કુસુમમાળા શ્રી જગજ્જનની બ્રહ્મોદરી મા' જગદંબની કૃપા અને દયા વડે સમસ્ત ભૂમંડળના જીવો જીવન ધારણ કરી રહ્યા છે તેમાંના આપણે પણ એક ક્ષુદ્ર જીવ છીએ અને ત્હેની અદૃષ્ય કૃપાબળને લીધેજ આ માળામાં પ્રકટ કરેલાં કવનો રચાએલાં છે તે તો કવન કુસુમમાળાપર તેમના સિવાય અન્યનો હક્ક શી રીતે હોઈ શકે? જેથી તેનું તેનેજ અર્પણ થવું જોઇએ તો નામદારશ્રી પ્રત્યે શ્રી જગદંબાનો અથાગ પ્રેમ હોવાથી શ્રીને કંઠાર્પણ સ્વહસ્તે કરવા નમ્ર વિજ્ઞપ્તિ છે. અસ્તુ.

લખાવાડ — લી. સ્નેહાભિલાષી શ્રીના કૃપાકાંક્ષી બાળ,

**નડિઆદ.** — **માસ્તર ચુનિલાલ દામોદરદાસ પંડ્યા.**

## કંઠાર્પણ.

રાગ—ચાહે બોલો યા ન બોલો—તાલ—નાધીંધીંના—કવ્વાલી.

જગદંબ શ્રી કૃપાળી, ભાવે ભજું ભવાનિ;
શુદ્ધ બુદ્ધની દેનારી બુટ્ટી તું મા' દવાની. જગદંબ શ્રી૦
કવનો રચાયાં તા'રાં, લાગ્યાં સહુને પ્યારાં; (૨)
દુષ્ટોને તે અકારાં, લાગે વિષમય હાનિ. જગદંબ શ્રી૦
કુસુમો કવન તણુાંની, માળા બનાવી પ્રેમે; (૨)
માળી બનીને ગુંથી, કંઠે ધરાવા નેમે. જગદંબ શ્રી૦
બની પ્રતાપ તા'રે, નહિ લેણુ દેણુ મા'રે (૨)
ફરમાન પાળનારો, લખનાર બાળ તા'રો. જગદંબ શ્રી૦
ભાગો ત્રણેમાં કીધી, સહાયે સુબુદ્ધિ દીધી; (૨)
ભાગ ચતુર્થે આપો, ચર્ણાર્વિંદે સ્થાપો. જગદંબ શ્રી૦
સ્વીકારશો મા' સેવા, દેવાધિની મા' દેવા; (૨)
કંઠાર્પણ કરીને, મેળવું મિષ્ટ મેવા. જગદંબ શ્રી૦
પ્રસાદ પામું માજી ગુણોને ગાઉં ગાજી; (૨)
ભક્તો પ્રસાદ પાવે, ગાઇ ઉમંગ લાવે. જગદંબ શ્રી૦
મોક્ષ તણી છે દાતા, કરતી મા' સુખશાતા; (૨)
ભજતાં ભવાબ્ધિ તારે, કષ્ટો સકળ વિડારે. જગદંબ શ્રી૦

લી. ત્હારો કૃપાકાંક્ષી બાળ.

**માસ્તર ચુનિલાલ દામોદરદાસ પંડ્યા.**

## स्वागतम् ।

રાગ-ભેરવી લય.

શ્રી પતિ આનંદનો દિન આજ;
મલે સૌ પધારીઆ શુભ કાજ. .... .... શ્રી૦
વાચા, કર્મ, મનથી માનું, હું સહુનો આભાર;
નિર્મળ ઝરણાં અમિનાં ઝરતાં, દેખું વારંવાર.
સિંચતો વારિ નેહે અવાજ. .... .... શ્રી૦
હર્ષ થયો શુભ અવસર આવે, દેખું આનંદ ધામ;
ભવાનિસિંહજી તખ્તારૂઢ થઈ, વિરાજતા શુભ નામ.
स्वागतम् વદતા પ્રેમી સમાજ. .... .... શ્રી૦
મોંઘેરા મહેમાન પધારી કૃતાર્થ કીધું કામ;
ભગવતી સજ્જન કાર્યો કરીને દેજે સુખ આરામ.
ચુનિનું નાવ શ્રી ગરીબ નિવાજ. .... .... શ્રી૦

---

॥ श्री जगदंबा प्रसन्नोस्तु ॥

શ્રી નેકનામદાર દાંતા નરેશ શ્રી ભવાનિસિંહજી ના રાજ્યાભિષેક
સમયે આનંદ-ઉર્મી.

રાગ-હરિગીત ચાલ (રૂચીકર)

શુભ આજના ઉજ્વળ દિને, શોભિત રાજમંડળ દીસે;
રૈયત સ્નેહી વર્ગને, આનંદ વાધ્યો ઉર વિષે.
ફાલ્ગુન કૃષ્ણ એકાદશી, બુધવાર શુદ્ધ કરે સહી;
તારીખ દશમી, માર્ચ, છવીસ, સાલ મુહુર્તે લહી.

ઇંદ્ર સમી શોભિત મૂર્તિ, તખ્તાસન પર દીપતી;
ભવાનિ સુત ભવાનિસિંહજી, પેખતાં રતંભી ગતિ,
પ્રેમાળ પુરા પ્રેમી સંગે, રૈયતે મમતા ઘણી;
વિદ્યા વિનોદી ભોજ સમ, ભક્તિ કરે અંબા તણી.
રાજ્ય અવિચળ રાખજો, રક્ષા કરી જગદંબિકા;
બળ, બાહુમાં બિરદાળીઘો, દિર્ઘાયુઃ બક્ષી અંબિકા.
દિનનિશ કરજ્યો સહાય હે મંમાય બાળ ગણી તમો;
ચુનિ ચાહના ચિત્તે ચહે, યાચુ ગણી શુભ આ સમો.
સુખશાન્તિ દેજ્યો સર્વ સમયે, સહાય સંકટે કરી;
અભરે ભરી વૃદ્ધિ કરો, કુટુમ્બ વેલી ઉર ધરી.
નટપુરનો નિજ દાસ વિનવે, સ્નેહના સંધાનથી;
વદતો વિનયની વાણી શ્રી મુખ સન્મુખે શુભ ગાનથી.

---

॥ श्री अंबिकाजी प्रसन्नोस्तु ॥

## શ્રી ગણપતિ સ્તુતિ.

### રાગ–ગીતિ.

ગજાનન ગણપતિ રાયા, કાયા લંબો-દર તુજ નામ લહુ;
ભક્તિ ભાવથી ભાળી, ટાળી કુબુદ્ધિ નિર્મળ ચિત્તે ચહુ.
યાચુ લળી લળી પ્રેમે, નીતિ ઘો ભવ સિંધુને તરવા;
શુદ્ધ મતિ ઘો જેથી, ભગવતી ભજનોતણું કાર્ય સરવા.
ભાગ ચતુર્થે દેજ્યો, શુભમતિ ગતિ બહુ રચવાની પ્રીતે;
વિઘ્ન હરણ વરદાતા, ખ્યાતા ચિત્તથી ચાહુ શુભ રીતે.

નટપુર નર ઉલ્લાસે, ગાવે જશ ગુણુ તા'રા પ્રેમ ધરી;
ચુનિ તુજ ચર્ણ ચઢીને, ગદ્દગદ્દ કંઠે યાચે ફરી ફરી.
સહાય કરે। શુભ કવને, ભવને સ્તવને ધ્વનિ શ્રીના થાઓ;
પ્રેમ પ્રતાપે પાપી, પાવન થઈને તુજ પદને પાઓ.

---

## श्री सरस्वति स्तवन.

### રાગ–ભીમપલાસ—મૂર્તિમંત ભીતી ઉભી–તાલ દાદરો.

શ્રી સરસ્વતિ તું માત, સારદા સોહામણી;
ભક્તની તું ભીડ હારી, વાણીની વધામણી. શ્રી સરસ્વતિ૦
વારિનેહ વરસાવી, શાન્ત ચિત્ત રાખતી;
નિર્મળી બુદ્ધિ પ્રભાને, પસરાવીને પાખતી. શ્રી સરસ્વતિ૦
સિંહ સમી દુષ્ટ પરે, ક્રોધ કરી ભાળતી;
હર્ષ ઘેલાં બાળ ગણી, પ્રેમ લાવી પાળતી. શ્રી સરસ્વતિ૦
ભવાનિ–કુમાર તુજ, પાળજે મા' પ્રીતથી;
ચુનિલાલ ચાહ્ય નિત્ય, પ્રેમતણી રીતથી. શ્રી સરસ્વતિ૦

---

## શ્રી બહુચરાજીનો ગરબો.

### રાગ–રમો રમો મારગડા મે'લીને.

સેવો સેવો સનખલપુર રાણીને,
માતૃભાવે પુરણુ પ્રેમ આણીને. સેવો૦
મા'નાં માનસરોવર મન વસીઆં,
મા'નાં ગાન હૃદયથી નવ ખસીઆં;

બાળી બહુચરી બિરાજે, વૃક્ષ વરખડીનાં છાજે,
ગાન ગગનમાં ગાજે. સેવો૦
ભક્તિવશ ભગવતી ભજે જન ભાવે,
જન્મ મરણ આવરણ સહુ ટળી જાવે;
કર્યો મેરીનો મર્દ, ચંડમુંડ ચોળ્યા ગર્દ,
બહુ પાળીયું છે બર્દ. સેવો૦
ચુનિલાલ ચિત્ત આદ્યના વધારીને,
ભગવતી ભજતો ભાવ ધારીને;
સુખશાન્તિનો દાવ, લેવા લક્ષ ઘણો લા'વ,
રાખો મત્રાનિમાં ભાવે. સેવો૦

---

રાગ—બલિહારી રસિઆ ગિરિધારી.

અલબેલી અંબા બલિહારી તુજ નામની,
વ્યાપી તું વિશ્વે ગબ્બર ગઢ વાસ તુંજ છે.
સનકાદિક સેવે માજી પાદાર્ચન પામીને, બ્રહ્માજી વેદ ધૂન
કરતા.—વ્યાપી તું૦
વિષ્ણુજી શંખનાદે માજી રિઝાવીને, અજન્મા હૃદયે ધ્યાન
ધરતા.—વ્યાપી તું૦
કોમળ કરધારી કૃષ્ણ બંસી બજાવીને, વિનવે નારદજી
વિણુધારી.—વ્યાપી તું૦
માનવજાતિ મુખેથી નામને ભજતારે, જગદંબાની એ
બલિહારી.—વ્યાપી તું૦

ર્ચુનિ ચર્ણામ્બુજ સેવે માજી મુખ ધારીને, પ્રેમ પ્રસાદી
પામ્યો ભારી.—વ્યાપી તું૦
પંડિત પૂરજોસે ભજતો ગાન ગુણકારીરે, જય જય જય
બોલે વારી વારી.—વ્યાપી તું૦

---

રાગ–ઓધવજી સંદેશો કહેજો શ્યામને.

સાચી સહાયક અંબા મા'નો આશરો,
ભગવતી ભકતો પર લાવે બહુ પ્રેમ જો;
વિમળને વર આપ્યો માજી વ્હાલથી,
રક્ષણ કરીને રાખ્યો કુશળ ક્ષેમજો. સાચી૦
યદુરામને ઘેર પધાર્યાં પ્રેમથી,
વાત્સલ્યભાવે કરીઆં પુરણ કામજો;
રિદ્ધ સિદ્ધ નવનિધ તેં આપી માતાજી,
હેત વધારી હૈડે આપી હામજો. સાચી૦
માર્કંડ મુનિએ સેવી તુંને સારદા,
અનેક રૂપે નારાયણીનું નામજો;
સુરતણાં માજી કાર્યો કીધાં ઘણાં,
દૈત્યો મારી કીધાં નિર્ભય ઠામ જો. સાચી૦
વે'વારીઆની વા'ર કરી ભરસાગરે,
તારી આપ્યાં ડુબતાં પ્રેમે વહાણજો;
ત્રિશુળ તેથી વક્ર થયું તુંજ કર તણું,
નજરે જોતાં જગતને છે જાણ જો. સાચી૦

સાચી પ્રિતે સેવે તુંને સારદા;
નોંધારાની નારાયણી આધાર જો;
આદ્યેશ્વરી અંબાને ભજતો ભાવથી,
ચુનિ સમજ્યો અંબા-સારનો સાર જો.          સાચી૦

---

## શ્રી શુકદેવજીનું જન્મ વૃતાંત.

### રાગ-હરિગીત કવ્વાલી હમપરે બેઠી ભલા.

ઇંદ્રની ઘૃતાચી અપ્સરા, દીઠી વ્યાસ મુનિએ જ્યાં;
કામ વ્યાપ્યો તેમને, ડરતી મુનિ તપથીજ ત્યાં.
શ્રાપ દેશે મુજને, મુનિ તપ ભંગ થવા થકી;
પોપટી પંખીના દેહે, ઘૃતાચી ત્યાં થઈ શકી.
વ્યાસજી મન પોપટીનું, મનન કરતા ત્યાં દીસે;
અગ્નિ પાડે કાષ્ટથી, પડયું વિર્ય અરણીને વિષે.
વિર્યપાત થવાથી પુત્ર ઉદ્‌ભવ્યો, અરણી મહી;
મનન કરતા માનની, શુકી જાત યુવતી ઉર રહી.
તે કારણે તન નામ ધારણા, શુકદેવ ધર્યું ધરા;
ઉપવિત ધારણ સર્વ સંસ્કારો, વિધિસર ત્યાં કર્યા.
વિદ્યા ભણવા બ્રહ્મચારી, વેશમાં રહેતા સદા;
સંસારના સંસ્કાર નહિ ઉર, ટળી તનની આપદા.

---

## મરાઠી સાખી.

વિદ્યા પૂરણ કરીને શુકજી, પિતાસ્થાન પધાર્યા;
પાવન પદને પુજી પિતાના, આનંદ ઉરના વધાર્યા;
વદે વ્યાસમુનિ.......લગ્ન કરો પુત્ર ગુનિ–વદે૦
પુત્રથકી પું–નરક તારશો, પીંડ મૂકી શુક મા'રા;
આશિષ લ્યો શુભ પિતૃ જનોની, ગૃહિણીથી સંસારા;
કરો કાર્ય સહુ.......પુત્ર એજ હું માગી લહુ–કરો૦

---

## રાગ દક્ષિણ લાવણી–તાલ–દાદરા.

તાત તમ સુણો, વાણ આ શિશુની રે. તાત૦
લગ્ન નહિ, કરવું સહી, ત્યાગી થઇ, તપમાં રહી;
જન્મ સુખ સાધુરે.......તાત તમ સુણો૦

---

## ચોપાઈ–ત્રિતાલ.

**વ્યાસ**–બ્રહ્મા, વિષ્ણુ, શ્રીથી સુખ પામે, કરે લોક કલ્યાણનાં કામે;
**શુક**–પણ જન્મ મરણ નહિ વામે, નહિ ઇચ્છા એ સુખ આરામે.

---

## ગીતિ.

સમજાવ્યા શુકજીને, સમજ્યા નહિ તે માયારહિત મનથી;
જનક વિદેહી જોવા, સંસારી પણ અસાર છે તનથી.
ચાલ્યા ચટપટી લાગી, સંસારે રહી વિદેહી કેમ થયા ?
માયા, મોહને મમતા, થકી જે અળગા સંસારેજ રહ્યા.
પિતાજી આજ્ઞા આપો, જાવું જનક વિદેહીને જોવા;
મનનો ભ્રમ ટળવાને, પરવરૂં પંથે પાતકને ખોવા.

આજ્ઞા આપી આનંદે પુત્ર પરવરી વહેલા તમે વળજો;
શ્રાન્તિ ભેદને ટાળી, ઝટપટ આવી પિતાજીને મળજો.

---

## લાવણી.

ચાલ્યા શુકદેવજી ત્યાં, મિથિલાપુર જાવાને;
પૂર જોશે પંથે પળીઆ, મુક્ત થાવાને.
જતાં માર્ગ માંહી દીઠા, દ્રવ્યવાન બહુ દેશ;
વનવૃક્ષ ફળિત ને, તાપસી યોગી વેશ.
દિક્ષા સજ યાચક, દીઠા વૈષ્ણવ ને શાકત;
કોઈ વાનપ્રસ્થ, કોઇ શૈવ ભક્ત આસક્ત.
એમ લીલા જોતા, પળીઆ પંથે મુનિ;
મેરૂ હિમાચળ ચઢતા, ચાલ્યા શુક ગુનિ.
આવ્યા મિથિલા નગરની બહાર, વિચારે મન;
નગ્ન ચર્ચા જોતા, ચાલ્યા જનક સદન.
ત્યાં દ્વારપાળે મુનિ રોકી પૂછયું શુભ પેર;
હે બ્રહ્મન્ આગમન કેમ કર્યું ? કરી મહેર.
મુનિ સ્તબ્ધ થઇ નહિ, બોલ્યા કાંઇ બોલ;
તવ ફરીથી પુછે, વિપ્ર તું અંતર ખોલ.
નહિ અહીં મુંઢનું કામ, વિદેહી નગરમાં;
પણ આપ તપસ્વીરૂપ, આનંદ સાગરમાં.
જાવા દીધા મુનિ બ્રહ્મ, શ્રેષ્ઠ જાણીને;
ગયા મંદિર માંહી, પૂર્ણ પ્રેમ આણીને.

---

## માઢ-( દાદરો તાલ )

ચાલ્યા શુકજી સ્વામી, બહુ ગુણનામી, યોગતણા ભંડાર;
ચાલે સંગિત સાખી, મન શુદ્ધ રાખી, આવીઆ દ્વિતીય દ્વાર.
દ્વારે આવતાં રક્ષકે રોકયા, બોલ્યા ન કાંઈ વચન; (૨)
પ્રધાને રૂષિની રૂખ પાખીને, (૨) તેડીઆ રાજ સદનરે;
સેવા સ્રીઓની સારી, પ્રેમ પ્રસારી, વિહ્વળ થાતાં મન.-ચાલ્યા.
વિભ્રમ થયું નહિ મન રૂષિ, યોગ સાનિધ્ય છે ચિત્ત; (૨)
આદરાતિથ્ય થકી મન માન્યું, (૨) ન માન્યું સંસારી રીતરે.-
ચાલ્યા.
વાત સુણી રૂષિજી આવ્યાની, આવીઆ જનક રાય; (૨)
આસન આતિથ્ય, પુજન કરીને,(૨)વદતા વૈદેહિ કાયરે.-ચાલ્યા.
પંડિત સાથે પુજ્યા મુનિને, બોલીઆ નમ્ર વચન, (૨)
કેમ પધાર્યા ગુરૂ પુત્ર દેવા, (૨) કરવા દાસ પાવનરે.-ચાલ્યા.

---

## ગીતિ.

શુકદેવજી-પુજ્ય પિતા આદેશે, આવ્યો ચાલી તમ મંદિર માંહી;
દેહ છતાં વિદેહી, આ જગમાંહી હોય નહિ કયાંહી.
લગ્ન ગ્રંથીએ ગુંથાવા, પ્રયાસ મા'રા પિતાજીએ કીધો;
માન્યુ નહિ મેં જ્યારે, સંસારીમાં વિદેહી લા'વ લીધો.
મળવાથી ભ્રમ તળશે, મળશે સદ્‌બોધ ત્યાંજ બહુ સારો;
જે ઇચ્છાથી આવ્યો, ભવસાગરનો ઉતરવા આરો.

---

### ઢીંડી-તાલ-દાદરો.

બહુ બોધ આપ્યો-મુનિ શંક ટા........ળી;
શુકદેવજી સમજ્યા, આસન વા........ળી;
કર્યું લગ્ન પીવરી કન્યકા રૂપા........ળી.--બહુ૦
છતાં યોગ માર્ગે, વિચરતા વિલા........સી;
ચાર પુત્ર ઉદ્ભવ્યા ત્યાં શુભ રા........શી;
કીર્તિ નામની પુત્રી રહી પ્રકા........શી.--બહુ૦
પછી પરવર્યો આશ્રમ વાનપ્ર........સ્થે;
હિમગિરી-શૃંગ વિચરીઆ સ્વહ........સ્થે;
પ્રકાશ્યા ખગે ગ્રહોના શુભ ર........સ્તે--બહુ૦
વ્યાસજી વિયોગે અશ્રુસ્રાવ ધા........રે;
મહાદેવ સમાધાન કરે ત્યા........રે;
રૂષિ છાયારૂપ શુક પાસ ન્યા........ળે.--બહુ૦

---

### નવરાત્રીનો ગરબો.

બોલજો, બોલજો, બોલજોરે, જગદંબા તાણું નામ બોલજો;
ખોલજો ખોલજો, ખોલજોરે, તમે અંતરના પડદા ખોલજો.-બો.
જાગતી છે જ્યોત અખંડીત મા'ની ભારી, ઝળહળી રહી છે
-નાકમાંહી મોતીવાળી;
પ્રેમ રસ હૃદય માંહી ઘોળજોરે--જગદંબા૦
ફુલ હાર ગજરાને, ફુલ કેરી વાડી, ધરીને રંગેથી રમે
-આજ અંબા માડી;
મા'ની ચર્ણરજ અંગે ચોળજોરે.--જગદંબા૦

દર્શિ મુખ કાન્તિ હરખ માંહી મલકાતી, પ્રેમ ભરી મિષ્ટ
—સ્વરે ગાન શુભ ગાતી;
પ્રેમના કાંટે હર્ષ તોળજોરે.—જગદંબા૦
ભક્ત ભણી નેહ ધરી, ન્યાળતાં મા' અંબા, ગરબો લેઇ
—મસ્તકે ફરે છે જગદંબા;
ચુનિ ચહે જય જય બોલજ્યોરે.—જગદંબા૦

---

ગીત—દલાલુ તા'રે ઘેર છે—તાલ ચલતી.

આવો બહેનો આવો, અંબાને મનથી ભાવો;
મા'રી સજની જગદંબા ગુણ ગાઇને૦
અમુલ્ય લેજો લ્હાવો, આવે ના અવસર આ'વો;
મારી સજની અંબા સોડે ભરાઇને.
ભ્રમણાઓ મનની ભાગે, આવો જો અંબા આગે;
મારી સજની જગદંબા ગુણ ગાઇને.
ઉત્તમ ફળની આશે, જગદંબાને જો ચ્હાશે;
મારી સજની અંબા સોડે ભરાઇને.
ભક્તો ભણી જોતી, સેવંતાં પાતક ખોતી,
મારી સજની જગદંબા ગુણ ગાઇને.
આશિષ પ્રીતે દેતી, ભક્તોની અંબા—એતી;
મારી સજની અંબા સોડે ભરાઇને.
ચુનિ મા' ચર્ણે ચઢતો, જગદંબા મુખથી પઢતો;
મારી સજની જગદંબા ગુણ ગાઇને.

નટપુર નરની વ્હારે, ધાઈ વધારે પ્યારે;
મારી સજની અંબા સોડે ભરાઇને.

---

### રાગ-પ્રભાત ભેરવ તાલ-દાદરા.

જાગીએ જગદંબા માત, ભોર ભયો આજે.-જાગીએ૦
અરૂણપતિ આવી અડયો, માત જાણી પાય પડયો; (૨)
પ્રાણીઓને નહિ નડયો, દર્શવાને કાજે.-જાગીએ૦
પ્રાણીઓ પ્રભાત નેમે, પઢતા પોપટ પ્રેમે; (૨)
કોયલડી કોકીલ કંઠે, માજી ગાન ગાજે.-જાગીએ૦
ભક્ત ભાવે ભણે અંબ, દ્વાર ખડા જાણે સ્તંભ; (૨)
ઝાંખવાને જગ-દંબ, પ્રેમ પૂર્ણ પાજે.-જાગીએ૦
મા'ત દીન દાસ જાણી, દયા દીલ માંહી આણી;
ભક્તની ભક્તિ પ્રમાણી, દર્શન દ્યો રા-જે.-જાગીએ૦
દ્વાર ખોલી દર્શન દીધાં, ખોળે બાળકોને લીધાં;
પ્રેમથી ચુંબન કીધાં, ગરીબ નિવા-જે.-જાગીએ૦
ચુંનિ ચર્ણ ચાંપી ચહે ભક્તિથી ભવાનિ કહે;
નટપુરે બાળ રહે, ગગન ગાન ગાજે.-જાગીએ૦

---

## વિમળશાહનો ગરબો. સુધારા વધારા સાથે.

——+——

ઘણી શોભે આરાસુરી માતરે, અંબિકા દેવીરે;
જેનાં વેદ પુરાણ જશ ગાય, દેવતાએ શેવીરે.

માજી બિરાજે આરાસુર મધ્યેરે, પશ્ચિમના દ્વારેરે;
સાથે રામ બટુક બે વીર, માતના આધારેરે.
મા'ના મંદિર ઉપર છે ત્રિશુળરે, આકૃતિ ત્રિકોણેરે;
ચાર કળશો શિખરના પર, જુગતેથી જોનેરે.
તાર્યા વે'વારીઆનાં વહાણુરે, ધાઇને સાગરેરે;
થયું વકફળ ત્રિશુળ કર, શેઠ ધ્યાન ધરેરે.
મહાદેવ કોટેશ્વર ધામરે, અદ્ભુત દહેરૂંરે;
માત સરસ્વતિ કેરૂં ઠામ, દેવતાઓ કેરૂંરે.
કુંભારાણાનું કુંભારીયું ગામરે, નિજ કરી સ્થાપ્યુંરે;
ત્યાં વસે અઢારે વર્ણ, શુભવેણ આપ્યુંરે.
તેમાં વસે વિમળ વણીકરે; માતના પ્રતાપેરે;
પામ્યો અગણિત દ્રવ્ય અપાર, માત જશ જાપેરે;
થયો ગાયો તણો ગોવાળરે, ગાયોને ચારેરે;
તેમાં ચરે અંબા કેરી ગાય, આવે માજી પારેરે.
વિમળ વિચારે મનની માંહ્યરે, ચરાઈ નવ પામુંરે;
મફત ચરે છે નવલી ગાય, નથી નાણું ઠામુંરે.
એક દિન ગૌધેનુ ચાલી વાટરે, ગબ્બર ગોખેરે;
ધેનુ પુંઠે પડયો ગોવાળ, સાવધાન શોખેરે.
ગાય પેઠી ગબ્બર ગુફા માંહ્યરે માત ધામ જ્યાંહીરે;
પુંઠે પરવર્યો વિમળ ધરી હામ, ગાય જાય ત્યાંહીરે.
માજી બેઠાં હીંચોળાખાટરે, અદ્ભુત શોભેરે;
ઇંદ્રપુરી ઓવારી જાય, જોઇ મન લોભેરે.

ત્યાં જઈને કહે છે એમરે; મફત ગાય ચારૂંરે
તમો મોટાં સત્કર્મી લોક, પેટ ભરો મારૂંરે.
અંગે આભુષણો છે અપારરે, સોનાચુડી ખળકેરે;
હૈયેહાર, મોતીમાળ, ચંદ્રહાર, ચુનિઓ ચળકેરે.
વાણી સુણી વિમળની વિવેકરે, માત મન ધારેરે;
આપું જવ કાપું કષ્ટ ધરી પ્રેમ, ભાવના વધારેરે.
ભાવે ભગવતીએ આપ્યા જવરે, સુપડું ભરીનેરે;
આપી વળીઆં છે પાછાં માત, વ્હાલને ધરીનેરે.
લેઈ નીકળ્યો ગબ્બર ગુફા બહારરે, દીઠા અન્ન જવરે;
મુખ મરડીને ફેંકીઆ ત્યાં, છેડલેથી જવરે.
પાછો પરવર્યો પોતાને ધામરે, રાત થતાં માંહીરે;
ઘેર વાટ જુએ દાદા દાદી, વિમળ ગયો કયાંહીરે.
આવ્યો વિમળને પૂછીયું પેરરે, કેમ વાર લાગીરે.
એક આવતી નવલ ગોરી ગાય, નહિ ભૂખ ભાગીરે.
ગયો ચરાઈ લેવાને માટરે, ગબ્બર ગોખેરે;
દીધા ચરાઈ પેટે જવ, નાંખી દીધા શોકેરે.
હીરા માણેક તણો નહિ પારરે, આપ્યા મને જવરે;
મોં મરડીને નાંખીઆ ત્યાં, પાછે વળ્યો તવરે.
કહ્યું દાદીએ અક્કલના અંધરે, શિખ શી દેઇએરે;
આશિષ દે મોટાં લોક, શિશ નામી લઇએરે.
એવું સુણી જોયું તત્કાળરે, કામળીને છેડેરે;
જોયા સુવર્ણ જવ બે ચાર, બાંધણા પછેડેરે.

જવ રોગ્યા ગબ્બર ગુફા માંહ્યરે, કરી ઉપવાસરે;
કર્યાં નવરાત્રી કેરાં વ્રત, માએ પૂરી આશરે.
માગ માગ કહે જગદંબરે, અભયવર આપુરે:
તેં ચારી હતી મારી ગાય, દુઃખ તારૂં કાપુંરે.
એવું સુણીને માગે વરદાનરે, વચન મને આપોરે:
થાય દેવ સમો કુમાર, જગે જશ સ્થાપોરે.
પામ્યો અગણિત દ્રવ્ય અપારરે, માજીને પ્રતાપેરે:
જેને અંબિકા તણો આધાર, સકળ સુખ આપેરે.
કર્યાં દહેરાં ત્યાં ત્રણસેં સાઠરે, માગતાની સાથેરે;
એક એકથી સુશોભિત સર્વ, વિશ્વકર્મા હાથેરે.
વેણુ ચૂકયો દહેરાં કીધાં ભરમરે, ઉગરીયાં પાંચરે;
જેને અંબા તણો આધાર, ના'વે ઉણી આંચરે.
માગ્યો દેવ સમો કુમારરે, અચળ સુખ આપોરે:
રાખો આપ હૃદયની માંહી, પોતાનો કરી સ્થાપોરે.
જાઓ નંદ યશોમતિ ગોપરે, ગોકુળે કહેવાશોરે;
ત્યાં પામશો સુખડાં અપાર, સેવા કરે દાસોરે.
કૃષ્ણ કનૈઓ પામીને કુમારરે. દુઃખ સૌ ટળશેરે:
શુભ પગલાંનો પુત્ર તમ ઘેર, થકી સુખ મળશેરે.
સૌ ગોપે મળી કાઢયો સંઘરે આરાસુર આવ્યારે:
કુમારિકા કોટેશ્વર ધામે, કૃષ્ણજીને લાવ્યારે.
મા'ને ચાચરે ઉતરાવ્યા વાળરે, માનતા કીધીરે;
જગદંબને નમાવી શિષ, પ્રસાદી મા'ની લીધીરે.

ધન્ય ધન્ય આરાસુરી રાયરે, માત તને જાણુંરે;
ચાર જુગમાં તમારૂં નામ, ઘણું શું વખાણુંરે.
ગાય ગરબો સકળ નરનારરે, માતાજીને ભાવેરે.
તેનાં દુઃખ દારિદ્રો જાય, ભવાબ્ધિ તરી જાવેરે.
કીધો ગરબો ધરી ઉમંગરે, વધારો સુધારોરે;
શુદ્ધ પ્રેમેથી ચુનિલાલ ચાહ્ય, અંબિકાનો પારોરે.
રૂક્મિણીની પુજાથી પ્રસન્નરે, વદન કરી માજીરે;
કૃષ્ણવર વરવાને વરદાન, દેઇને કરી રાજીરે,
ગાયો ગરબો અધિક શ્રાવણરે, કૃષ્ણપક્ષે વ્હાલેરે;
શુભ સપ્તમી અને અને શુક્રવાર, છોતેરની સાલેરે.
જય જય જગદંબ જગધરરે, મત્રાનિ ભાવ રાખોરે;
લળી લળીને લાગું પાય, અમૃત વૃષ્ટિ નાંખોરે.

---

## શ્રી જગદંબા વધાવવા માટે.

### રાગ–હાંરે મોહે લાગી સજજનસે લગનવા.

હાંરે આવો અંબિકાજી માતને વધાવા,
અંબિકાજી માતને વધાવારે. હાંરે આવો૦
શુદ્ધ મનથી પાવન થવા માટે, (૨)
ચાલો માન સરોવરે ન્હાવારે. હાંરે આવો૦
શુદ્ધતન, શુદ્ધમન, શુદ્ધબુદ્ધિ થાતાં, (૨)
શુદ્ધ વાણી વડે ગુણ ગાવારે. હાંરે આવો૦

અખિલ, ગુલાલ, ધુપ, પુજાપા સાથે, (૨)
કુંકુંમ ચોખલા ચઢાવારે. હાંરે આવો૦
પુષ્પના પરિમલથી માતને રિઝાવો, (૨)
શ્રીફળોનાં તોરણો બંધાવારે, હાંરે આવો૦
ભક્તિ ભાવ લાવી ભગવતી ભાવે ભજજો, (૨)
ભેદ ટાળી મવાનિને ન્હાવારે. હાંરે આવો૦
સિંચન કરવા નામ નીર કેરૂં, (૨)
ઉત્તમ ફળ છોડ થાવારે. હાંરે આવો૦
ભક્તિ રસ પીવા મવાનિ ભજો ભાવે, (૨)
પુજને પવિત્ર પદ પાવારે. હાંરે આવો૦
ચુનિ ચિત્ત ચર્ણમાં નમીને પાય લાગે, (૨)
ઉત્તમ દ્યો આ'વા લ્હાવારે. હાંરે આવો૦
જય જય જય જગદિશ્વરી જાચો, (૨)
તજો ભવાબ્ધિ તણા ભાવારે. હાંરે આવો૦

---

રાગ–ઘડપણમાં ગોવિંદ ગાશું, રૂષિરાજ મારા ઘડપણમાં
ગોવિંદ ગાશું૦

ચાલોને અંબિકાજી જાવા સહુ સંઘ સાથ ચાલોને
અંબિકાજી જાવા;
સરસ્વતિ માત માંહી ન્હાવા, સહુ સંઘ સાથ ચાલોને
અંબિકાજી જાવા.
આર. એમ. રેલવેનું, "આબુરોડ" સ્ટેશન, (૨)
પાસે બનાસ નદી ન્હાવા. સહુ સંઘ૦

ચાલવું દક્ષિણ દિશ સરિતાજી આવતાં (૨)
બેસતા ક્ષુધાતુર ખાવા. સહુ સંઘ૦
થાક પાક ખાઇને અલન કરો પ્રીતે (૨)
અંબિકાનું નામ નીર પાવા. સહુ સંઘ૦
નદીઓ ઉતરતાં ને ઘાટ રૂડા ચઢતાં, (૨)
ભક્તિ રસનાજ લ્યો લ્હાવા. સહુ સંઘ૦
બાર ગાઉ બાળા ત્રિપુરા સ્થાન આવે, (૨)
જાત્રી જાય ટીકીટ કરાવા. સહુ સંઘ૦
દર્શનની ટીકીટ પ્રથમ લેઇ જાતાં, (૨)
હિંમત ધરે ન અટકાવા. સહુ સંઘ૦
પેસતાં બટુક બળવંતજી બિરાજે (૨)
દર્શન કરીને સુખી થાવા. સહુ સંઘ૦
વાવડી કળોધર મા’જી મુખ સ્હામે, (૨)
તરસ્યાને પાણી પાવા. સહુ સંઘ૦
પાણી પીને પાવન થવા માટે, (૨)
ચઢયા ચંડિકાજી ચર્ણ સ્હાવા. ઘહુ સંઘ૦
અંબિકાનાં દર્શનથી થાક દૂર થાવા (૨)
માન સરોવરે જાઓ ન્હાવા. સહુ સંઘ૦
ભાવ થકી ભાગી ભૂખ મત્રાનિ ભૂપાળે, (૨)
ભાગ્યા ભવાબ્ધિ તણા ભાવા. સહુ સંઘ૦
જય જય જગદંબ નામ સહુ જાચો, (૨)
ચુનિલાલ ચહે ચર્ણ સ્હાવા. સહુ સંઘ૦

---

રાગ આશાના સુર-મુને જીગરકો પીતેહૈ બસ ગમને તેરેયાર૦

ભજજો ભવાનિ ભીડ હારી, સુખકારી મા'....તને;
સજવો સુખદ શુભ માર્ગ આ, સંસારી જા....તને. ભજજો૦
સુખ સમૃદ્ધિ દેનારી, અંબિકા આનંદકારી; (૨)
પ્રેમામૃતને પાનારી મા', ભયહારી ભગવતી. ભજજો૦
આરાસુર છે રઢિઆળું, કુદરતની રચનાવાળું; (૨)
મધ્યે સુર વાસો વાળું મા', કૃપાળુ શ્રી તણું. ભજજો૦
ગબ્બર ગઢ વાસો કીધો, દેવળથી ચાલ્યો સીધો; (૨)
પ્યાલો તુજ નામનો પીધો મા', ભજતો હું ભાવથી, ભજજો૦
ગબ્બર ચઢીઓ હું માજી, હીંચોળો બોલે ગાજી; (૨)
શું વર્ણવે પામર પાજી મા', બિરદાળી બહુચરા, ભજજો૦
શાન્તિ શાન્તિ મા' દેજો, શરણાગત તારી લેજો. (૨)
ભુલચુક ચુનિની સહેજો મા,' મતબાળી માવડી. ભજજો૦

## પંદરતીથીના ગરબો.

### રાગ-તા'રી મા'ને કહેવા દે કહાના૦

આવો સહુ આરાસુર માંહી; અંબિકાજી બિરાજે જ્યાંહી.
આવો સહુ૦
પડવે તો પરમેશ્વરી પ્રેમે, ભકતો ભણી ભાળે છે રહેમે;
દુઃખો ટાળી રાખે છે ક્ષેમે. આવો સહુ૦
બીજે તો બળવંતી બાળી, બહુચર બિરદાળી ભાળી;
નમો તમે માતજી પ્રેમાળી. આવો સહુ૦

ત્રિજે ત્રિપુરા તણી બલિહારી. જાઉં માજી તું પરે વારી;
 ભવોભવ સ્હાય કરો મા'રી. આવો સહુ૦
ચોથે ચંડીકાજીનું ચર્ણ ચહુ, નારાયણી નામ હું મુખે લહુ;
 જય જય વાણી વદે છે સહુ. આવો સહુ૦
પાંચમે પાવાગઢ વાળી, બિરાજ્યાં શિખરપર કાળી;
 સંકટો સર્વ નાંખે ટાળી. આવો સહુ૦
છઠ્ઠે છત્રેશ્વરીને છત્ર ધરૂં, પ્રાક્ષાલન માટે હું પાણી ભરૂં;
 પુંજન પ્રીતે કરૂણાળીનું કરૂં. આવો સહુ૦
સાતમે શિતળાજી મા'તા, શિયળ તણી માતજી વિધાતા;
 કરો સહુ ભકતોને સુખ શાતા. આવો સહુ૦
આઠમે અષ્ટભુજા દેવી, ભકતોએ ભાવ થકી સેવી;
 સુણો તમે વાત મા'રી કહેવી. આવો સહુ૦
નાંમે નારાયણીનું નામ લઉં, નવરાત્રીનું વ્રત કરે સહુ;
 ભકતો મત્રાનિ જય બોલે બહુ. આવો સહુ૦
દશમે દશરા દિન ધાર્યો, રામજીએ રાવણ સંહાર્યો;
 ભગવંતે ભક્તજન તાર્યો. આવો સહુ૦
એકાદશી અગિઆરશ આવી. પ્રભુ ભકતોને મન ભાવી;
 ઉપવાસે આળસ નવ આવી. આવો સહુ૦
બારશે બાણેશ્વરી મા'તા, દુઃખો ટાળી દેતી સુખશાતા;
 ગુણીજન ગાન બહુ ગાતા. આવો સહુ૦
તેરશે તોતળા તારો તમે, પુજી પાર્વતીને પ્રિતે નમે:
 ગાયત્રિનું નામ મને સુ-ગમે. આવો સહુ૦

ચૌદશે ચૌદ ભુવન સાણી, પોષાતાં તમ થકી પ્રાણી;
ઉચ્ચારે આનંદની વાણી. આવો સહુ૦
પુનમે પૂર્ણ ચંદ્ર ભાળ્યો, તિમિરતણા ભયને ટાળ્યો;
પાપનો પુંજ પ્રિતે બાળ્યો. આવો સહુ૦
અમાસનો દિન અંતે આવે, બધા માસમાં છેલ્લો કહાવે;
ભજો માત અંબિકાજી ભાવે. આવો સહુ૦
ગાઓ જન ગરબો આ પ્રીતે, પંદર તિથી સુણશે સુરીતે;
તેના દિન આનંદમાં વીતે. આવો સહુ૦
જય જય બોલતાં બાળાતણો, પ્રેમ વધારે જગદંબા ઘણો;
ચુનિલાલ બાળ તમારો ગણો. આવો સહુ૦

---

રાગ–મુજને માર ના સગશેર વહાલા વીર તું૦

---

મુજને તારીને ઉગાર, અંબા આઈ તું;
સર્વે સારતણો સાર, ભવનો ઉતારોને ભાર.
અંબા આઇ તું. મુજને૦
સુખમાં રાખજે સદાય, અંબા આઇ તું;
નીતિ સારની છું રાય, મા' વારાહિ તું;
ભક્તિ પાન તું કરાવ, ચર્ણ પાસ માંહી લાવ.
અંબા આઇ તું. મુજને૦
પાપો પૂર્વનાં પ્રજાળ, અંબા આઇ તું;
દુધજન કેરી કાળ, મા' વારાહિ તું;

પ્રમામૃત મા'જી પાઓ, અનાથોનાં નાથજ થઓ;
અંબા આઇ તું. મુજને૦

તેડો ચર્ણું રાખી શર્ણું, અંબા આઇ તું;
કવનો કથન સુણવા કર્ણું, મા' વારાહિ તું;
ચુનિ ચિત્ત માંહી ચાહ્ય, પ્રેમે નામ નીરે નાહ્ય.
અંબા આઇ તું. મુજને૦

---

રાગ-દુઃખ ક્યારે આ જશે, સુખ ક્યારે આવશે.

---

જગદંબા માવડી, પુજુ તુજ પાવડી;
ચર્ણોમાં હું પડી, વિનવું હું હર ઘડી.
રે મુજ મા'તું, પ્રેમને પા'તું, પુજુ પાવડી. જગદંબા૦
માગું હું ભક્તિને, પુજુ છું શક્તિને;
તજુ આશક્તિને, ભજુ ભગવતીને.
ચુનિ ચહીને, ગાન ગ્રહીને, પામ્યો પાવડી. જગદંબા૦

---

રાગ-યૌવન ખિલ્યું આવોને રસપાન કરો.

---

અવનિ માંહી અંબિકાજી નામ ચહો,
ચિંતવન કરી ચંડિકાજી ચર્ણું લહો,
માળ કરે ગ્રહો, સુખદુઃખ સહો. હાં-હાં-હાં-હાં-અવનિ૦
મવાનિ ભીડ હારી ભક્ત તણી ભારતી છે,
સ્તુતિ ગાન તણી નિરંજની આરતી છે.
કુકર્મેં વારતી છે, સુમાર્ગે સારતી છે. હાં-હાં-હાં-હાં-અવનિ૦

ચુનિ ચક્રમાંહી ચંડિકાજી દર્શ કરે,
ભાવ ભક્તિ થકી ભાવતાં ભજન ધરે.
શુભકાર્ય સરે, લ્હાવ લેવા નરે, જય-જય-જય-જય-અવનિ૦

---

રાગ-હે ગોવિંદ રાખો શરણ અબ તો અરવિંદ હારે૦

---

હે જગદંબ રાખી શરણુ, સહાય કરો કલ્યા....ણી
સહાય કરો કલ્યાણી, ગબ્બર ગઢની રા....ણી. હે જગદંબ૦
ભર સાગરે ભવમાં ભમું, દુઃખ સુખો સહુ શાન્તિથી ખમું;
દયાળી પામવા દેહને દમું, દીન જાણી સ્હાઓ પા....ણિ.
હે જગદંબ૦
સંસાર સાગરે બાળ ડુબ્યો, મારતો હાક મા' તારોને ડુબ્યો;
કર ગ્રહો કાત્યાયિની ડુબ્યો, કરગરે માત જા....ણી
હે જગદંબ૦
ચુનિનું ચિત્ત ચઢયું ચકડોળે, વિતર્ક ટાળી બેઠું માજી ખોળે;
ભવાનિ ભક્તિ કરૂ ભાવ ભોળે, જય-જય-શુદ્ધ વા....ણી.
હે જગદંબ૦

---

રાગ સારંગ-હરિભજન વિના દુઃખ દરીઆ સંસારનો
પાર ન આવે.

---

ઓ જીવડલા, ભગવતીને ભજવાથી સૌ સુખ થાશે;
તજી માયા જાળ, નામ થકી ભવસાગર સ્હેજે તરાશે.

પંચભૂત તણો આ ઘટ ઘડયો, રૂપ, રસ, ગંધ, તે સાથે જડયો;
શબ્દ, સ્પર્શ, ઇંદ્રિયે મઢયો.—ઓ જીવડલા૦
જે મોહ માયાને ફંદે ફસ્યો, તે ભવસાગરની માંહે ખસ્યો;
આવી લક્ષ ચોરાસી માંહી વસ્યો.--ઓ જીવડલા૦
કામ, ક્રોધ, વશ જન થાતા, મોહ, મત્સર મધ્યે (રહે) માતા;
તેનો બેલી નહિ જગત્રાતા.—ઓ જીવડલા૦
તજી આળ પંપાળ ભજો ભાવે, જન્મ મરણ સૌ ટળી જાવે;
ભવાનિ અંત સમે આ-વે.—ઓ જીવડલા૦
મનુષાદેહ મોંઘો આ-મળીઓ, મા'રા તા'રામાં તે પળીઓ;
અંતે અવળે રસ્તે વળીઓ.—ઓ જીવડલા૦
માટે સુસંગત લેજયો ભાવે-માર્ગ દર્શક થઇ તે આવે;
શુભમાર્ગ કંટક વિણ બતાવે.—ઓ જીવડલા૦
શુભ સંગત મા'જી તણું નામ, દેખાડે મોક્ષ તણું ધામ;
ખુશી થાશે આત્મા-રામ.—ઓ જીવડલા૦
ગીત જ્ઞાન લેઇ સુ-સંગ કરે, તેનાં જગનાં સૌ કાર્ય સરે;
અંતે ભવસાગરથી તે તરે.—ઓ જીવડલા૦
જયશ્રી જગદંબાની બોલો, શાન્તિથી આનંદમાં ખેલો;
ચુનિ મા' નામ તણો ઘે'લો.—ઓ જીવડલા૦

---

## શક્રાદય સ્તુતિ.

### વસંતતિલકા-છંદ.

**ઋષિરૂવાચ**-શક્રાદયઃ સુરગણા નિહતેઽતિ વિર્યે;
તસ્મિન્દુરાત્મનિસુરારિબલે ચ દેવ્યા. ॥ ૧ ॥
તાંતુષ્ટુવુઃ પ્રણતિનમ્રશિરોધરાંસા;
વાગ્ભિઃ પ્રહર્ષ પુલકોદ્‌ગમચારૂદેહાઃ ॥ ૨ ॥
દેવ્યા યયા તતમિદં જગદાત્મશકત્યા;
નિશ્શેષ દેવગણ શક્તિ સમુહ મૂર્ત્યા. ॥
તામંબિકા મખિલ દેવ મહર્ષિ પૂજ્યાં;
ભકત્યાનતાઃ સ્મ વિદધાતુ શુભાનિસાનઃ ॥ ૩ ॥
યસ્યાઃ પ્રભાવ મતુલં ભગવાનનંતો;
બ્રહ્મા હરશ્ચ નહિ વકતુમલંબલંચ. ॥
સા ચંડિકાખિલ જગત્પરિપાલનાય;
નાશાય ચા શુભ ભયસ્ય મતિં કરોતુ. ॥ ૪ ॥
યાશ્રીઃ સ્વયં સુકૃતિનાં ભવનેષ્વલક્ષ્મી;
પાપાત્મનાં કૃત ધિયાં હૃદયેષુ બુદ્ધિઃ ॥
શ્રદ્ધા સતાં કુલજન પ્રભવસ્ય લજ્જા;
તાં ત્વાં નતાઃ સ્મપરિપાલય દેવિ વિશ્વમ્ ॥ ૫ ॥
કિં વર્ણયામતવરૂપ મચિંત્ય મેત-
ત્કિં ચાતિ વીર્ય મસુર ક્ષયકારિ ભૂરિ. ॥
કિંચાહવેષુ ચરિતાનિ તવાતિયાનિ;
સર્વેષુ દેવ્ય સુરદેવ ગણાદિ કેષુ. ॥ ૬ ॥

હેતુઃ સમસ્ત જગતાં ત્રિગુણાપિ દોષૈ-
ર્ન જ્ઞાયસે હરિ હરા દિભિરપ્ય પારા. ॥
સર્વાશ્રયા ખિલમિદં જગદંશ ભૂત-
મવ્યાકૃતાહિ પરમા પ્રકૃતિ સ્ત્વમાદ્યા. ॥ ૭ ॥
યસ્યાઃ સમસ્ત સુરતા સમુદીરણેન;
તૃપ્તિં પ્રયાતિ સકલેષુ મખેષુ દેવિ. ॥
સ્વાહાસિ વૈ પિતૃ ગણસ્ય ચ તૃપ્તિ હેતુ-
રુચાર્યસે ત્વમત એવ જનૈઃ સ્વધા ચ. ॥ ૮ ॥
યા મુક્તિ હેતુ રવિ ચિંત્ય મહાવ્રતાત્વ-
મભ્યસ્યસે સુનિયતેંદ્રિય તત્વ સારેઃ ॥
મોક્ષાર્થિભિર્મુનિભિરસ્ત સમસ્ત દોષૈ-
ર્વિદ્યાઽસિસા ભગવતી પરમાહિ દેવી. ॥ ૯ ॥
શબ્દાત્મિકા સુવિમલર્ગ્યજુષાં નિધાન;
મુદ્ગી થરમ્ય પદ પાઠવતાંચ સામ્નામ્. ॥
દેવીત્રયી ભગવતી ભવ ભાવનાય;
વાર્તા સિ સર્વ જગતાં પરમાર્તિ હંત્રી. ॥ ૧૦ ॥
મેધાસિ દેવી વિદિતાખિલ શાસ્ત્ર સારા;
દુર્ગાઽસિ દુર્ગ ભવસાગર નૌર સંગા. ॥
શ્રીઃ કૈટભારિ હૃદયૈ કકૃતા ધિવાસા;
ગૌરી ત્વમેવ શશિ મૌલિકૃત પ્રતિષ્ઠા. ॥ ૧૧ ॥
ઈષત્સહા સમમલં પરિપૂર્ણ ચંદ્ર;
બિમ્બાનુંકારિ કનકોત્તમકાંતિ કાંતમ્. ॥
અત્યદ્ભુતં પ્રહૃતમાત્તરૂષા તથાપિ;

વત્કં વિલોકય સહસા મહિષાસુરેણ. ॥ ૧૨ ॥
દ્રષ્ટ્વા તુ દેવિ કુપિતં ભ્રકુટી કરાળ;
મુદ્યચ્છશાંક સદશચ્છવિયન્ન સદ્યઃ ॥
પ્રાણાન્મુમોચ મહિષ સ્તદતીવ ચિત્રં;
કૈ ર્જીવ્યતેહિ કુપિતાંતક દર્શનેન. ॥ ૧૩ ॥
દેવી પ્રસીદ પરમા ભવતી ભવાય;
સદ્યો વિનાશયસિ કોપવતી કુલાનિ. ॥
વિજ્ઞાતમેતદધુનૈવ યદસ્તમેત-
ન્નીતં બલં સુવિપુલં મહિષાસુરસ્ય. ॥ ૧૪ ॥
તે સંમતા જનપદેષુ ધનાનિ તેષાં;
તેષાં યશાંસિ નચ સીદતિ બંધુવર્ગઃ ॥
ધન્યાસ્ત એવ નિભૃતાત્મજભૃત્યદારા;
યેષાં સદાભ્યુદયદા ભવતી પ્રસન્ના. ॥ ૧૫ ॥
ધર્મ્યાણિ દેવી સકલાનિ સદૈવ કર્મા-
ણ્યત્યા દતઃ પ્રતિદિનં સુકૃતી કરોતિ. ॥
સ્વર્ગં પ્રયાતિ ચ તતા ભવતી પ્રસાદા-
લ્લોકત્રયેપિ ફલદા નનુ દેવિ તેન. ॥ ૧૬ ॥
દુર્ગેસ્મૃતા હરસિ ભીતિ મશેષ જંતો;
સ્વસ્થૈઃ સ્મૃતા મતિ મતીવશુભાં દદાસિ. ॥
દારિદ્ર દુઃખ ભયહારિણિકાત્વદન્યા;
સર્વોપકાર કરણાય સદાર્દ્ર ચિત્તા. ॥ ૧૭ ॥
એભિર્હતૈ ર્જગદુપૈતિ સુખં તથૈતે;
કુર્વંતુ નામ નરકાય ચિરાય પાપમ્. ॥

સંગ્રામ મૃત્યુમધિગમ્ય દિવં પ્રયાન્તુ;
મત્વેતિનૂન મહિતા ન્વિનિહંસી દેવી. ॥ ૧૮ ॥
દૃષ્ટ્વૈવ કિં ન ભવતી પ્રકરોતિ ભસ્મ;
સર્વાસુરાનરિષુ યત્પ્રહિણોષિ શસ્ત્રમ્. ॥
લોકાન્પ્રયાન્તુ રિપવોપિહિ શસ્ત્ર પૂતા;
ઇત્થં મતિર્ભવતિતેષ્વહિતેષુ સાધ્વી. ॥ ૧૯ ॥
ખડ્ગ પ્રભાનિકર વિસ્ફુરણૈ સ્તથોગ્રૈઃ;
શૂલાગ્ર કાંતિ નિવહેન દશોસુરણામ્. ॥
યન્નાગતા વિલયમં શુભ હિંદુ ખંડ;
યોગ્યાનનં તવવિલોકયતાં તદેતત્. ॥ ૨૦ ॥
દુર્વૃત્તવૃત્ત શમનં તવ દેવિ શીલં;
રૂપંતથૈવત્વદ વિચિંત્યમતુલ્ય મન્યૈઃ ॥
વીર્યંચ હંતૃહૃત દેવ પરા ક્રમાણાં;
વૈરિષ્વપિ પ્રકટિતૈવ દયાત્વયેત્થમ્. ॥ ૨૧ ॥
કેનોપમા ભવતુ તેસ્યપરાક્રમસ્ય;
રૂપંચ શત્રુ ભયકાર્યતિ હારિકુત્ર. ॥
ચિત્તે કૃપા સમર નિષ્ઠુરતાચ દ્રષ્ટા;
ત્વય્યેવ દેવિ વરદે ભુવન ત્રયેડપિ. ॥ ૨૨ ॥
ત્રૈલોક્ય મેત દખિલં રિપુ નાશનેન;
ત્રાતંત્વયા સમર મૂર્ધનિ તે પિ હત્વા. ॥
નીતા દિવંરિપુ ગણા ભય મપ્ય પાસ્ત;
અસ્માક મુન્મદ સુરા રિભવં નમસ્તે. ॥ ૨૩ ॥

અનુષ્ટુપ છંદ.

શૂલેન પાહિનો દેવિ, પાહિ ખડ્ગે ન ચામ્બિકે; ॥
ઘણ્ટાસ્વને નનઃ પાહિ, ચાપજ્યાનિઃ સ્વનેનચ. ॥ ૨૪ ॥
પ્રાચ્યાં રક્ષપ્રતીચ્યાંચ, ચણ્ડિકે રક્ષ દક્ષિણે; ॥
ભ્રામણેનાત્મશૂલસ્ય, ઉત્તરસ્યાં તથેશ્વરિ. ॥ ૨૬ ॥
સૌમ્યાનિ યાનિરૂપાણિ, ત્રૈલોકયે વિચરંતિતે; ॥
યાનિ ચાત્યંત ઘોરાણિ, તૈરક્ષા સ્માંસ્તથા ભુવમ્. ॥૨૬॥
ખડ્ગાશૂલ ગદાદીનિ, યાનિ ચાસ્રાણી તેમ્બિકે; ॥
કરપલ્લવ સંગિની, તૈરસ્માન્ રક્ષ સર્વતઃ ॥૨૭॥

ઋષિરૂવાચ. ॥૨૮॥

એવં સ્તુતા સુરૈર્દિવ્યૈઃ કુસુમૈ ર્નંદનોદ્ભવૈઃ ॥
અર્ચિતા જગતાં ધાત્રી, તથા ગંધાનુ લેપનૈઃ ॥ ૨૯ ॥
ભકત્યા સમસ્તૈ સ્રિદશૈ, ર્દિવ્યૈ ધૂપૈ સુધૂપિતા; ॥
પ્રાહ પ્રસાદ સુમુખી, સમસ્તાન્પ્રણતાન્સુરાન્. ॥ ૩૦ ॥

દેવ્યુવાચ. ॥ ૩૧ ॥

વ્રિયતાં ત્રિદશાઃ સર્વે, યદસ્મતોઽભિવાંછિતમ્. ॥ ૩૨ ॥

દેવાઉચુઃ ॥ ૩૩ ॥

ભગવત્યા કૃતં સર્વં, ન કિંચિદવ શિષ્યતે; ॥
યદયં નિહતઃ શત્રુ, રસ્માકં મહિષાસુરઃ ॥ ૩૪ ॥
યદિ ચાપિ વરોદેય, સ્ત્વયાસ્માકં મહેશ્વરિ;
સંસ્મૃતા સંસ્મૃતા ત્વંનો, હિંસેથાઃ પરમાપદઃ ॥ ૩૬ ॥
યશ્ચમર્ત્યઃ સ્તવૈ રેભિ, સ્ત્વાંસ્તોષ્યત્ય મલાનને;

તસ્ય વિત્તર્દ્ધિ વિભવૈ, ર્ધનદારાદિ સંપદામ્. ॥ ૩૬ ॥
વૃદ્ધયે સ્મત્પ્રસન્નાત્વં, ભવેથાઃ સર્વદામ્બિકે. ॥ ૩૭ ॥
ઋષિરૂવાચ. ॥ ૩૮ ॥
ઇતિ પ્રસાદિતા દેવૈ ર્જગતોર્થે તથાત્મનઃ; ॥
તથેત્યુકત્વા ભદ્રકાળી, બભૂવાં તર્હિતા નૃપ. ॥ ૩૯ ॥
ઈત્યેતત્કથિતં ભૂપ, સંભૂતા સાયથા પુરા; ॥
દેવી દેવ શરીરેભ્યો, જગત્ત્રયહિ તૈષિણી. ॥ ૪૦ ॥
પુનશ્ચ ગૌરી દેહાત્સા, સમુદ્ભૂતા યથાભવત્; ॥
વધાય દુષ્ટ દૈત્યાનાં, તથા શુંભનિ શુંભયોઃ ॥ ૪૧ ॥
રક્ષણાયચ લોકાનાં, :દેવાનામુપકારિણી; ॥
તચ્છૃણુષ્વ મયાખ્યાતં, યથા વત્કથયામિતે હ્રીં ૐ ॥૪૨॥
શ્રી માર્કણ્ડેય પુરાણે સાવર્ણિકે મન્વંતરે દેવી મહાત્મે શક્રાદિ સ્તુતિ. ॥

---

## રાગ-સરદાર ત્હારો પચરંગી ફેંટો૦ તાલ ચલતી.

---

શ્રી માત, છો સાક્ષાત, વિભુતિ ત્રિભુવનની રાણી; વિભુતિ. (૨)
—ગાય તુજ ગુણલા સુરતા તાણી. શ્રી માત૦
ભક્તજનો ભગવતીને ભજતા, અંત સમયના સાજને સજતા;
—સુખદ, સુયશ, શુભમાર્ગ ગ્રહીને, વદતા શુભવાણી;—
—ગ્રહીને. (૨) શ્રી માત૦
વાયુ વહ્નિનને જળસ્થળમાં, વ્યાપિ રહી બ્રહ્માંડ સકળમાં;
—સા—કાર નિરાકારે તુને, ત્રિગુણી દેવે જાણી;—
—તુંને. (૨) શ્રી માત૦

નિગુર્ણ બ્રહ્મ મહી બ્રહ્માંણી, ખેચરી મા' તું ગુણની ખાણી;
-મહિષ મર્દતાં દેવ કાર્યથી, વેદે વખાણી;-
—તુંને વેદે (૨) શ્રી માત૦
સિંધુ ભવનો તુંજ તરાવે, શુભા શુભ કાર્યોને કરાવે,
-તન મનની શક્તિ વિણ, કાર્યની નહિ એંધાણી;-
—કાર્ય. (૨) શ્રી માત૦
હર વર્ષે શ્રાવણમાં તેડે, માજી હું વળગ્યો તુજ છેડે:
-બિરદ સાચવી બિરદાળી મા', સ્હાઓને પાણિ.
—મા' (૨) શ્રી માત૦
ભવાંનિ-સિંહ તુજ માડી, સેવામાં રાખો અગાડી:
-ચુંનિલાલ ચર્ણામ્બુજ ચાંપે મા' પ્રિતી આણી.
—ચાંપે (૨) શ્રી માત૦

---

રાગ—અંજનિનો જાયો હનુમાનરે સમરૂં બજરંગી.

---

ધન્ય અલબેલી અંબાયરે, આરાસુરવાળી;
તા'રા ત્રિગુણી દેવ ગુણ ગાયરે, તાનમાં લેઈ તાળી.
સાખી—ભક્ત ભરાયે ભાવથી, ભક્તિ કરવા મા'ત;
જગદંબા તુજ જાપથી, દર્શન દ્યો સાક્ષાત.
કરી દર્શનને થાય છે પ્રસન્નરે, સુશોભિત મા'જીનું વદનરે;
જેથી પાપી તે થાય છે પાવનરે..... આરાસુરવાળી૦
ઝળહળતુ અંબાનું ભવનરે.—તાનમાં લો તાળી૦

સાખી—આભૂષણ અંગે ધર્યા, સોળ કળા ગુણ સાર;
સુશોભિત મુખચંદ્રમા, આનંદનો ભંડાર.
સદા પુરો ભક્તોની આશરે, શરણાઉગત રાખો પાસરે;
ગુણ ગાએ ચુનિલાલ દાસરે..... આરાસુરવાળી૦
નટપુર મધ્યે નિવાસરે.—તાનમાં લો તાળી૦

---

રાગ-સાર આ-સંસારમાં ન જોયો.

ભક્ત ભગવતી ભજો ભાવે, भवानि ભાળી ભક્ત૦ (૨)
સાર છે અ-સાર આ-સંસારે, भवानि ભાળી ભક્ત૦
સાર માંહી સાર સરસ્વતિતણું નામ છે; (૨)
ભક્તિ થકી મા'ત પ્રેમ લા'વે..... भवानि૦
ભાવ થકી भगवत्, अज, रुद्र ભજતા; (૨)
મોક્ષપદ પામવાના દાવે..... भवानि૦
ભાગવત્ ભગવતી વેદ વાક્ય વદતા; (૨)
અંત સમે अंबिकाजी આ'વે..... भवानि૦
નામ સ્મરો શુદ્ધ પ્રેમે એક ચિત્ત રાખી; (૨)
ચુનિલાલ ચર્ણામ્બુજ પાવે..... भवानि૦

---

## શ્રી શતચંડી પ્રયોગ.

નેકનામદાર દાંતા નરેશ યુવરાજશ્રી भवानिसिंहजी સાહેબ બહાદુર હજુરથી યજ્ઞ પ્રારંભ સંવત ૧૯૮૦ ના ચૈત્ર વદી ૫ ને ગુરૂવારે કર્યો અને પૂર્ણાહુતી સોમવારે કરી. ( શ્રી સાનિધ્યમાં ).

## રાગ-હરિગીત ચાલ-કવ્વાલી.

શ્રી માત છો સાક્ષાત્ કરતી પાત તાપ દીનો તણું;
ભજતા ભવાનિ ભાવથી, ભક્તો ભણીને [1]રોદણું.
વાણી સુણી વિનતી તણી, દેતી દયાના દાનને;
નિર્ભય કરીને સ્થાપતી, કરાવતી અમિ પાનને. ૧
સિંધુ સકળમાં વહન કરતી, સરિતા સમ ભક્ત છે;
હસતા વદનથી ભાળતી, ભકતોથી તે આશક્ત છે.
અગ્રેસરે અંબાના લાલ, જોષી શ્રીના બાળ છે;
નટપુરથી આગળ થયા, જે ભગ્રાંન પ્રેમાળ છે. ૨
માઝા નહિ શ્રી મૂકતી, સિંધુ સમી ગંભીર છે;
ભવાનિ-સિંહની સાથ, ફરતી શૂરમાં રણધીર છે.
ઇચ્છા અહર્નિશ પ્રેમની, રાખે ભવાનિસિંહજી;
માજીતણું ફરમાન પાળે, શ્રી ભવાનિસિંહજી. ૩
આજ્ઞાનુસારે આદર્યો, શતચંડી યજ્ઞ સુપ્રેમથી;
પ્રારંભ કીધો ચૈત્રની, વદ પંચમી શુદ્ધ નેમથી.
વાર ગુરૂ શુભ દિન સંવત ઓગણીસો એંસીએ;
વિપ્રો સુયોગે આવીઆ, લખ્યું લાલ-ચુનિ નિજ દેશીએ. ૪
પંચ દિને પુર્ણાહુતી, જે ચંદ્ર કેરો વાર છે;
અંબા અખિલ વ્યાપી રહી, તે સર્વ સારનો સાર છે.
એ પ્રેમની પ્રસાદીથી, શુભ આદર્યો શ્રી યજ્ઞ આ;

---

૧ દુઃખો.

આનંદમાં અતિ ઉર માંહી, ઉદ્‌ભવતો થતી મન મગ્નતા. ૫
શ્રી સર્વમાં વ્યાપી રહી, તન, મન, ને બુદ્ધિ મહી;
બહુ બાહુમાં શકિત દીએ, લક્ષે વસીને તે રહી.
વંશો તણી વૃદ્ધિ કરી, તર–તે થતી હર્ષે બહુ;
સિંધવ વિણ સહુ પાક, હરદમ મિષ્ટ નહિ લાગે સહુ. ૬
જીવન પાકસમુ ગણું, મા'જી "લવણુ" સમજી લહુ;
ભોજન ભજનનું પામતાં, આનંદ તૃપ્તિથી રહુ.
મા' વિણ જીવિત વ્યર્થ, બાળા–બાળનું સમજુ [1]સહી;
મા' રેંટીઆથી પુત્ર પુત્રી, કરે પોપણ દુઃખ [2]સહી. ૭
બલવંતસિંહ બળ બાહુમાં, નામ પ્રમાણે યોગ્ય છે;
વિશેષમાં ગંભિરતા, શાન્તિ તણો સુખ ભોગ છે;
પરિચય થયો પુજન મહી, શ્રદ્ધા થકી પુજન કરે;
માજીની મરજી જાળવી, પ્રેમામૃતો મુખમાં ધરે. ૮
શ્રી અંબિકા અરજી સુણી, સઘળી ઉપાધિ ટાળીને;
વાણી વિમળ તું આપજે, ઈર્ષ્યા કુબુદ્ધિ બાળીને.
સિંધવાઈ સર્વે કામના, હસતા વદનથી પુરતી;
ત્રણ બંધુ ત્રિગુણી દેવ સમ, ત્રિપુટીની શોભે સુરતી. ૯
મા'તાની સેવા મગ્ન થઈ, કરતા પુરી તે પ્રેમથી;
પિતા પ્રભુ સમ પુજતા, વડીલ સાથે નેમથી.
આશિષ વચનો પામતા, નિહાળતા બહુ ભાવથી;
શ્રદ્ધા થકી કાર્યો કરી, શોભાવતા શુભ લા'વથી. ૧૦

---

૧ નક્કી. ૨ વેઠી.

પુર્ણાહુતીમાં પંડિતો, પઢતા પવિત્ર નામને;
ભવાનિ–ભકિત ભાળીને, પુરતી સકળ મન કામને.
જય જય વ્યાપ્યો યજ્ઞમાં, જગદંબિકાના પુત્રનો:
સહાયે કરી બક્ષો સદા, આયુઃ સિદ્ધિ સુત્રનો. ૧૧
અંબા અકળ ગુણ ખાણ તું, આરાધુ આરાસુર ધણી:
ચુનિ ચાહ્યના ચિત્તમાં ધરી, જયનાદ કરતો શ્રી ભણી.
લખ્યું લક્ષથી બહુ પ્રેમથી, મા'યે લખાવ્યું તે રીતે;
બળ બાહુમાં દીધું બહુ, બુદ્ધિને પ્રેરી સુપ્રિતે. ૧૨
સંવત્સર શુભ ભૂમિનો,૧ ખંડે,૯ વસુ,૮ સૂન્યે૦ રહ્યો;
ચિત્રાના ચૈત્ર કૃષ્ણપક્ષે, અષ્ટમી શનિએ કહ્યો.
વાણી વિમળ આપ્યા થકી, વદીયું વિવેકે વ્હાલથી;
અંબા તણા આધારથી, લખાયું ચુનિલાલથી. ૧૩

ઇતિ શુભં ભવતુ–અસ્તુ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## શ્રી શતચંડી યજ્ઞમાં નડિઆદથી વિપ્રો શ્રી જગદંબા સ્થાને ગયા તેનું વર્ણન.

### રાગ–ગઝલ–કવ્વાલી.

શ્રીના પૂર્ણાકર્ષથી, પળ્યા સહુ "વિપ્ર" નટપુરથી;
શરણ શરણાઉગતી લેવા, વહી ઉર્મિ સરિત સુરથી.
તરત તરવા પ્રવાહે, પ્રેમના પરમેશ્વરી પ્રિતે;
ચંપી કરવાને શ્રી પાદો, ચાલ્યું મંડળ સુરીતે.
ડિમ ડિમ નાદ કરતી ત્યાં, દોડતી ટ્રેન શ્રી ચાલી;

कार्य કરવા જતા વિપ્રો, चंडिशत યજ્ઞમાં ભાળી.
આવી "આબુ સડક" ઉભી, ઉભય આનંદમાં આવ્યા;
ચઢયા ત્યાં બેલ ગાડીમાં, શ્રીતણા મનમાં ભાવ્યા.
રાત્રીએ મા' સ્થળે પહોંચ્યા, હર્ષથી દર્શનો કીધાં;
દુઃખને દૂર કરી દીધાં, બાળને ગોદમાં લીધાં.
ગુરૂના વાર પ્રારંભે भवानिसिंहને મળતાં;
વિયોગી યોગ થાતામાં, હૃદય ઠંડાં પડયાં બળતાં.
વરૂણે વિપ્ર વિદ્વાનો, વર્યા નટપુર શ્રી સ્થળના;
પુજા શુભ રીતથી ચાલી, છોડી આ ફંડ છળબળના.
યજન बळवंतसिंह કરતા, હૃદયમાં શાન્તિને ધરતા;
કુબુદ્ધિ સર્વ પરહરતા, શુદ્ધ પ્રેમે શ્રીને સ્મરતા.
શુળીના ઘા બધા સાંચે, ટાળતી ત્રિપુરા ભાવે;
વિઘ્ન વિડારિણી મા'જી, લાજની લાગણી લાવે.
કાર્ય શુભ રીતથી થાતુ, વેદના ઘોષને પાતુ;
વાયુ સુગંધનો વાતુ, હૃદય શ્રી ગાનને ગાતુ.
વિપ્ર બત્રીસ વિદ્વરિઆ, ઉપસ્કર પ્રેમથી પામ્યા;
તૃપ્ત કીધા કાર્ય મધ્યે, भवानि માતને નામ્યા.
પૂર્ણ પૂર્ણાહુતી પ્રિતે, કીધી કાર્ય તણા અંતે;
સોમવારે સમી સાંઝે, લીધી આશિષ શ્રી ખંતે.
વિપ્ર આશિર્વચન વદતા, નમ્ર ભાવે શિરે ધરતા;
દિર્ઘાયુઃ બક્ષતી મા'જી, વરદથી પ્રિતને વરતા.
જય જય વ્યાપીઓ વિશ્વે, अंबिका અખિલ વ્યાપી છે;

ચર્ણને ચાંપીને મા'ના, ચુનિલાલે મા' જાપી છે.
યજ્ઞ અંતે પધાર્યા પ્રિન્સ, બિકાનેરના ખંતે;
મન્ત્રાગ્નિ સાથ સુશોભે, પૂર્ણ પૂર્ણાહુતી અંતે.
નમે નિજ કુળ પ્રમાણે, વિપ્ર આશિષ શુભ દેતા;
અંબિકા અર્ચનો કરીને, શિર્ષનામી શિરે લેતા.
શોભતા રામજી સમતે, લક્ષ્મણ, ભરત સમ ભાસે;
શાન્તિની મૂર્તિઓ પેખી, વરદ દે વારાહિ ખાસે.
ઇતિ શુભં ભવતુ. અસ્તુ.

---

## શ્રી સત્યનારાયણ દેવની આરતી.

જય લક્ષ્મિ કાન્તા, પ્રભુ૦ (૨) સત્યનારાયણ સ્વામી; (૨)
દેતા સુખ શાન્તા૦ જય લક્ષ્મિ કાન્તા૦
નારદ વચન સુણીને, ઉપકારી થાતા; પ્રભુ. (૨)
દારિદ્ર દળવા પ્રિતે, (૨) વિપ્ર બની જાતા. જય૦ ૧
કાશી નગર પ્રવેશી, વિપ્રને વ્હાલ ધરી; પ્રભુ. (૨)
સત્યનારાયણ પુજન, (૨) કરવા શીખ કરી. જય૦ ૨
દારિદ્ર ટાળીયું પ્રિતે, ભાવે ભજન થકી; પ્રભુ. (૨)
જન પ્રલ્હાદ ઉગાર્યો, (૨) તાર્યો એમ નકી. જય૦ ૩
કઠીઆરા પર મ્હેર, માધવજી કરીને; પ્રભુ. (૨)
દુઃખ દારિદ્રો ટાળ્યાં, (૨) અધમપણું હરીને. જય૦ ૪
**ઉલ્કામુખ** રાજને, પુત્ર પ્રાપ્તિ માટે; પ્રભુ. (૨)
પુજન કરીયું પ્રેમે, (૨) **ભદ્રશિલા** ઘાટે. જય૦ ૫

સાધુ વણિકને પુત્રી, ભજન થકી દીધી; પ્રભુ. (૨)
ભાન ભૂલેથી ભગવત્, (૨) શિક્ષા તેં કીધી. જય૦ ૬
તુંગધ્વજ રાજને, પ્રસાદ ત્યાગ કર્યો. પ્રભુ. (૨)
સત્ય દેવ કોપ્યાથી, (૨) અર્થ કાંઈ ન સર્યો. જય૦ ૭
ગોવાળીઆની સાથ, પુજ્યા સત્ય દેવા; પ્રભુ. (૨)
ભક્તિવશ ભૂધરે, (૨) સ્વીકારી સેવા. જય૦ ૮
અષ્ટ સિદ્ધ નવ નિધ, સત્યેશે દીધી; પ્રભુ. (૨)
સત્યનારાયણ પુજા, (૨) ભાવ થકી કીધી. જય૦ ૯
પ્રભુનાં અગણિત નામ, ભાવ થકી ગાશે; પ્રભુ. (૨)
ચુંનિ-દામોદર ભજતાં, (૨) પ્રેમામૃત પાશે. જય૦ ૧૦
ધર્યો પ્રસાદ સવાયો, સહુ ફળ ફુલ મેવા; પ્રભુ. (૨)
ધૂપ, દિપ તુળસીથી, (૨) રાજી સત્ય દેવા. જય૦ ૧૧
સંવત ઓગણીસો, એકાશી સાલે; પ્રભુ. (૨)
માઘ સુદિ ચૌદશને, (૨) વાર શનિ ચાલે. જય૦ ૧૨
ઇચ્છા અહર્નિશ એજ, ચર્ણકમળે રાખો; પ્રભુ. (૨)
સત્યનારાયણ પ્રભુની, (૨) જય, જય, જય, ભાખો. જય૦ ૧૩

---

## સંકટનો ગરબો.

રાગ—આઇજીને બળીએ ચઢાવોરે જુઓ નરનેરે નારી૦

આરાસુરી અલબેલડીરે, સહાય સંકટે કરજો;
વ્હાલ ધરી વાઘેશ્વરીરે, મસ્તકે હાથ ધરજો.
કામી, ક્રોધી છું અંબિકારે, લોભી પાતકે ભરીયો;

ગર્વે ડુબ્યો ભવ કુપમાંરે, ઈર્ષ્યા લીલમાં સરીયો.
બચાવો માજી માહેશ્વરીરે, મહેર દાસસુ આણી;
પતિત બચાવ્યા બહુચરીરે, બાળ પોતાના જાણી.
છોરૂ કછોરૂ થાય છે રે, માવીતર નહિ થાયે;
તેવી રીતે ત્રિભુવન ધણીરે, તારો ગબ્બર રાયે.
ચુકુ નહિ નામ તાહરૂંરે, નિત્ય સેવ કરીને;
લાભ લેઉ જન્મભરનોરે, લક્ષે પ્રેમ ધરીને.
વિષ્ણુ, વિરંચીને વાન્છનારે, મત્રાનિ ભજવાને;
નારદ નિર્ગુણ ભાવથીરે, ભજે સુખ સજવાને.
ભક્ત ભજે ભવ તરવારે, સુખ શાન્તિને આપે;
જય અંબા પોકારતાંરે, મસ્તકે કર સ્થાપે.
તારણહારી ઈશ્વરીરે, તારી કલ્યાણ કરશે;
ગાઇ શીખીને સાંભળીરે, હૃદયે ધ્યાન ધરશે.
નટપુર બાળની વિનતીરે, બાળ જાણી સ્વીકારો;
નરાધમોને બચાવવારે, નહિ તુજ વિણ આરો.
ઈચ્છીત ફળ જગદીશ્વરીરે, અર્પે અંબિકા માજી;
મોક્ષ પદાર્થો પામવારે, અંબા બોલોને ગાજી.

---

રાગ—ગાજે ગનન ગરરર (૨) નો.

આઇ આરાસુરમાં અંબ, જય જય જગદંબ;
સિંહ સ્વારી ધરી ઉમંગમાં.
શુદ્ધ દાની દયાળી, મંમાયા મહાકાળી;

ભાળી ભવાનિ સંગમાં.
ભક્ત આવે, ભાવ લાવે૦ (૨)....      ....      આઇ૦

સાખી.

ચાચર ચોક સોહામણો, આનંદ ધ્વનિ સંભળાય;
પ્રેમી નરને નારીઓ, ગુણ ગાયત્રિ ગાય.
પાડે તાળી સુપ્રેમથી, રક્ષવા ક્ષેમથી;
ઉર્મિ ઉછળતી અંગમાં.
તાલ પાયે ઝાંઝરનો, ભય ખંજરનો;
દુષ્ટો નિહાળે સંગમાં,
ટળે દુષ્ટતા, આવે પુષ્ટતા. (૨)....      ....      આઇ૦

સાખી.

અધમપણાને ટાળતી, ભગવતી ભવ ભય ભાર;
સદ્‌ગુણ ફળને આપતી, અંબા સારનો સાર.
ભજો ભાવે ભવાનિ, બુદ્ધી દુઃખ ટળવાની;
જગ જાગતી છે જ્યોત, રણ જંગમાં.
સુખ દેતી સદાય, સંકટે કરી સહાય;
સદા બાળોને લેતી ઉછંગમાં.
ટાળ્યાં તાપો, જપે જાપો. (૨)....      ....      આઇ૦

સાખી.

આરાસુર આનંદની, હેલી પ્રેમની થાય;
શિતળ સુખદ્ શાન્તિ વળી, જય, જય, જય, ઉચરાય.
માયા તિમિર તાળતી, ભક્તો ભણી ભાળતી;

રમાડતી લાડ રંગમાં.
ચુનિ ચહે ભવાનિ, દર્શ ઇચ્છા જવાની;
પ્રકટી છે તૃષા જગદંબમાં.
આવ્યો પારે, તું આધારે. (૨).... .... આઇ૦

## બાર માસનો ગરબો.

રાગ–લાલજીએ લાલ વાડીએ રથ જાદવરાયે જોતર્યા૦
સજની શરદ પુનમની રાત, અતિ રળિઆમણી હો બે'ન;
વહેલાં આવજો........રે૦
રજની રમવા, મા'ને ગમવા, ભળજો ભાવથી હો બે'ન.–વહેલાં૦
કાર્તિકે કાત્યાયિની મા' પ્રેમે, સુખ વરસાવશે હો બે'ન;–વહેલાં૦
કષ્ટ સકળ વિડારી રહેમે, પ્રેમ દર્શાવશે હો બે'ન.–વહેલાં૦
માગશિરે મંગળમય માતજી, મજરો ભાખવા હો બે'ન;–વહેલાં૦
તમ રોગો હરશે હરસિદ્ધ, સુખમાં રાખવા હો બે'ન.–વહેલાં૦
પોષે અન્નપૂર્ણાજી અઢળક લક્ષ્મિ, આપશે હો બે'ન;–વહેલાં૦
ભક્તિ અવિચળ આપે સહાય, કરશિર સ્થાપશે હો બે'ન.–વહેલાં૦
માઘે માહેશ્વરી મતઆળી, ગાવા ગાનથી હો બે'ન;–વહેલાં૦
જેથી સિદ્ધ થશે સહુ નેમ, રાખી માનથી હો બે'ન.–વહેલાં૦
ફાગણે ફળિભુત થાશે ઇચ્છા, મનની ધારતાં હો બે'ન;–વહેલાં૦
કરૂણાળી કરૂણા કરશે, દુઃખ હરશે તમતણું હો બે'ન.–વહેલાં૦
ચૈત્રે ચામુંડાજી ચેટક વળગ્યું, ટાળશે હો બે'ન;–વહેલાં૦
સુત વિત્ત, સ્વામિ રક્ષણ, કરીને દુઃખો બાળશે હો બે'ન.–વહેલાં૦

વૈશાખે વાવલીયાને વાય, વરદ વન દેવીનાં હો બે'ન;–વહેલાં૦
પામો પરમેશ્વરીને પ્રિતે, અંબા સેવીને હો બે'ન.–વહેલાં૦
જ્યેષ્ટે શ્રેષ્ઠ થશે સંસારો, મા' પ્રતાપથી હો બે'ન;–વહેલાં૦
ટેકે ભક્તિ તણા આધારે, શુદ્ધ આલાપથી હો બે'ન.–વહેલાં૦
અષાડે ઓસડને પીવાને, ગુણના ગીતનું હો બે'ન;–વહેલાં૦
રોગો નિર્મૂળ થઇ મન નિર્મળ, કરવા હિતનું હો બે'ન.–વહેલાં૦
શ્રાવણે શ્રવણ થશે શુભનામ, જગત્ જગદીશ્વરી હો બે'ન;–વહેલાં૦
જેથી ભવસાગર તરી જાવા, ગાઓ ઇશ્વરી હો બે'ન.–વહેલાં૦
ભાદરવે ભંવસાગર તરવું, અંબા નાવ છે હો બે'ન;–વહેલાં૦
ઉતરવાની ઇચ્છા વાળાં, ભજવા ભાવથી હો બે'ન.–વહેલાં૦
અશ્વિને આરાસુર મવાનિ, રમતાં રંગમાં હો બે'ન;–વહેલાં૦
રજની નવરાત્રીની રમવા, સખી સુ–ઉમંગમાં હો બે'ન.–વહેલાં૦
પુરુષોત્તમનો પુણ્યનો માસ, ભજવા ભાવથી હો બે'ન;–વહેલાં૦
પુરૂષ પ્રકૃતિ જોડે ખાસ, લેવા લા'વથી હો બે'ન.–વહેલાં૦
દ્વાદશ માસોનો આ ગરબો, ગાવા પ્રેમથી હો બે'ન;–વહેલાં૦
સુખ શાન્તિના લેવા લ્હાવા; રહેવા ક્ષેમથી હો બે'ન.–વહેલાં૦
ચુનિલાલ તણી આ અરજી, ઉરમાં ધારીને હો બે'ન;–વહેલાં૦
મોક્ષ પદારથનાં જે ગરજી, વ્હાલ વધારીને હો બે'ન.–વહેલાં૦

---

રાગ–જુઓ જુઓ પંખીની આ ટોળી.

રમો રમો મારગડો મે'લીને (૨)
અંબા મા' રમો, બહુચર મા' રમો, કાળી મા' રમો,
બ્રહ્માણી રમો મારગડો મે'લીને— રમો૦

મા'નો ચાચર ચોક રૂડો દીસે, રૂડા આરાસુરના મધ્ય વિષે;
દર્શે છે ભક્તો દિન નિશે.— રમો૦
ગરબો ગાયત્રિજી ગાયે, સંગીત સુરની ધ્વનિ થાયે;
પ્રેમીજન નમી લાગે પાયે.— રમો૦
સહુ આનંદથી ગરબો ગાતાં, પ્રેમામૃત પ્રિતેથી પાતાં;
ફરતાં સુગંધી પસરાતાં.— રમો૦
આનંદ આરાસુરમાં વ્યાપ્યો, મા'યે મસ્તક ગરબો સ્થાપ્યો;
ચુનિ રસાનાયે આલાપ્યો.— રમો૦
ભજતાં ભવાનિ સુખ થાશે, જે નરનારી ગરબો ગાશે;
તેની અંબા પુરશે આશે.— રમો૦

---

## राग–कव्वाली–गझल.

अब तुम दया करो जगदंबिका, गब्बरका गढवाली. (२)
सुनता बडाइ तोरी, भक्तोंपे भाव भाली. (२) अब०
महिषनकु मार डारा, देवनका डर टारा; (२)
मधुकैरभ संहारा, करुणानीधी कृपाली. (२) अब०
ब्रह्मा, महेष, देवा, करता तुम्हारी सेवा; (२)
पाताहे मिष्ट मेवा, दिदार को निहारी. (२) अब०
पंडित पुरानी गावे, विश्नुजी बेन बजावे; (२)
चुनि-प्रसाद पावे, भवानि भाव भाली. (२) अब०
नटपुरका निवासी, दर्शनका हे अभिलाषी; (२)
छुडाइ भव फांसी, दासनकु लेना पाली. (२) अब०
भवानि भक्ति धारुं, कभी नहिं बिसारुं; (२)

बालक में तुम्हारुं, बोलुं में बानी काली. (२)    अब०
सुनके न क्रोध कीजे, तकलीफ माफ कीजे; (२)
अरझी सुनाइ लीजे, चर्णों मे आया चाली. (२)    अब०

---

રાગ–સારંગ ઠુમરી તાલ ઠેકા.

---

આઇ વિશ્વાધાર, તુહી જીવનસાર, અનાથોપે પ્યાર સુખદે અપાર
ખડ્ગોની ધારે હણ્યા અસુર ઘણા.    આઇ૦
શ્રી શ્યામ સ્વરૂપ, મૂર્તિ અનુપ, કળી કાળરૂપં, નમે તમને ભૂપ;
થઇ સુખરૂપ, કષ્ટ કાપી તે તણા.    આઇ૦
અંતરની વાત, જાણો સાક્ષાત, નિવારી પાત, મારીને લાત;
પછી પ્રેમ પાત; ટાળી ભ્રમણાં.    આઇ૦
બાજે મૃદંગ; તાલને ચંગ; ગમ્મત રંગ; આવે ઉમંગ;
નહિ રંગ ભંગ, થાએ તન તણા.    આઇ૦
ઝીંગરનો પ્યાર, મા'તું આધાર, ખડો આવી દ્વાર;
શાસ્ત્રોનો સાર, ભવપાર ઉતાર, ચુનેલાલ યાચના.    આઇ૦

---

## જમવાનું શ્રી માતાજીને નિમંત્રણ.

---

રાગ–બજાઇ કહાનારે જાદુકી બાંસરી૦ તાલ અદ્ધો.
શ્રી અંબિકાજી આઇરે, પધારો પ્રેમથી;
ભક્તોની ભીડહારી, નમતો હું પ્રેમધારી;    (૨)
વાણી વિમળ તમ્હારીરે, વદતો તું રહેમથી.    શ્રી૦

નિર્બળ છું હું મા'જી, ગુણોને ગાઉં ગાજી; (૨)
સિંધુ ભવનો પાજીરે, તરવાના નેમથી. શ્રી૦
હસતે વદને આપો આશિષ શિષ સ્થાપો; (૨)
મત્રાનિ કષ્ટ કાપોરે, રાખીને ક્ષેમથી. શ્રી૦
જુગતે જમાડું જાતે, ખામી ન કોઈ વાતે. (૨)
પીરસું હું નામ ગાતેરે, ડરતો નહિ વ્હેમથી. શ્રી૦
આરોગજો મા' અંબા, કરીને કર લંબા; (૨)
ચુનિના ચિત્તે રમવારે, પ્રસાદ (દેજો) પ્રેમથી. શ્રી૦

---

## શ્રી ગણપતિ મહારાજની આરતિ.

---

જય ગણપતિ રાયા પ્રભુ (૨) જય ગણપતિ રાયા;
મંગળકારી કાયા, (૨) ભક્ત ભીડે ધાયા. જય૦
વિઘ્નહરણ લંબો-દર, હરસુત વિખ્યાતા; પ્રભુ૦ (૨)
ગુણનિધિ ગુણના જ્ઞાતા, (૨) પ્રેમામૃત પાતા. જય૦
દંત વક્ર ગજવદને, દેતા સુખ શાન્તિ; પ્રભુ૦ (૨)
મહા મનોહર મૂર્ત્તિ, (૨) ટાળક ભવભ્રાન્તિ. જય૦
ચતુર્ભુજા આયુદ્ધો, ફરસી, જપમાળા; પ્રભુ૦ (૨)
જળ-કમંડળ ધાર્યું, (૨) મોદક ભક્ષાળા. જય૦
સુદ્ધિ, બુદ્ધિ બે નાર, ચામરને ઢોળે; પ્રભુ૦ (૨)
ભક્તજનો દર્શનમાં, (૨) આવે છે ટોળે. જય૦
લક્ષ-લાભ બે બાળ, શોભિતા સાથે; પ્રભુ૦ (૨)

વરદાયી વક્રોદર, (૨) શિવસુત ગણુનાથે. જય૦
પિતામ્બર કટી મેખલા, કંઠે ફુલમાળા; પ્રભુ૦ (૨)
ઉપવિત અંગે શોભે, (૨) વક્ર-દુંડ વાળા. જય૦
શંભુ સુત ગિરજ્યામા', પાર્વતી ઉમા સતી પ્રભુ૦ (૨)
જગદંબા જગવ્યાપે, (૨) પિતા પ્રજાપતિ. જય૦
મુશકવાહન વહનો, કરતા શુભ રીતે; પ્રભુ૦ (૨)
ચુનિલાલ ચર્ણોમાં, (૨) પ્રણમે સુપ્રિતે. જય૦
પંચદેવ પ્રાધાન્ય, શુભ અશુભ વાસે; પ્રભુ૦ (૨)
ગણુનાયકની પુજા, (૨) પ્રારંભે-થાશે. જય૦
ગણુપતિ દેવની આરતિ, ભાવ થકી ગાશે; પ્રભુ૦ (૨)
ભક્તિ પરાયણ થઇને, (૨) મોક્ષ પદે જાશે. જય૦

---

## બાર માસનો ગરબો.

---

રાગ-ઓધવ કહેજો હરિ આવેરે૦

અંબા આરાસુર રાણીરે મા' તુંને વેદે વખાણીરે;
ભગવતી ભાવથકી જાણી. અંબા આરાસુર રાણીરે.
કાર્તિકે કરૂણાળી કાળીરે, બહુચર બિરદાળી બાળીરે;
ભાવે ભવાનિ ભાળી. અંબા આરાસુર રાણી૦
માગષિરે મત્સરને ફેડોરે, દર્શને પારામાં તેડોરે;
લાગે માજી શું નેડોરે. .... .... અંબા૦
પોષે પ્રાણેશ્વરી માતારે, નામ નીરે ભક્તો નાહતારે;
દેતી માજી સુખ શાતા. .... .... અંબા૦

માઘે મધુકૈટભ માર્યોરે, દુષ્ટના ગર્વને ઉતાર્યોરે;
દેવનો ભય ઉરમાં ધાર્યો. .... .... અંબા૦
ફાગણે ફુલબાઈ ફળ આપેરે, ભાવિકશ્રીના જપ જાપેરે;
કૃપાળી કષ્ટો સૌ કાપે. ..... .... અંબા૦
ચૈત્રે ચારિત્ર જન ગાયેરે, દાસો વાવલીઆ વાયરે;
આનંદ ઉદધિમાં નાહ્ય. .... .... અંબા૦
વૈશાખે વારાહિ વ્હારેરે, સંકટ ટાળીને તારેરે;
ભવસાગરથી ઉગારે. .... .... અંબા૦
જ્યેષ્ટે શ્રેષ્ટ બન્યાં મા'જીરે અધમ ઓધાર્યા કંઇ પાજીરે;
ગુણીજન ગુણ ગાયે ગાજી. .... .... અંબા૦
અષાડે અર્બુદા દેવીરે, જગતજને મા'ને સેવીરે;
આબુ-પરે બેઠી (અદ્ધર) એ'વી. .... અંબા૦
શ્રાવણે શ્રવણ કરૂં અંબારે, તેડો ચાચરમાં રમવારે;
બાળકના મનને ગમવા. .... .... અંબા૦
ભાદરવે ભક્તિ ભારીરે, ગરબા ગાયે નર નારીરે;
શોભા ચાચરની સારી. .... .... અંબા૦
અશ્વિને નવરાત્રી રંગેરે, રમતાં રજની ઉછરંગે;
પામે પ્રેમામૃત સંગે. .... .... અંબા૦
પુરુષોત્તમ પુરૂષાર્થ આપેરે, પ્રાશ્ચિત તન મનમાં કાપેરે;
ઇચ્છીત ફળને શુભ આપે..... .... અંબા૦
દ્વાદશ માંસો શુભ ગાશેરે, ભવસાગરથી તરાશેરે;
ચુનિ-મવાનિ ન્હાશે. .... .... અંબા૦

---

# मर्हुम बळवंतसिंहजी विरह.

राग–सीताजीना महिनानो.

કળીકાળ તેં કરીઓ કેર, અચાનક સાંભળ્યું;
યુવા–વસ્થાએ ઝડપ્યો પ્રાણ, કારણ જાયે ના કળ્યું.
નિષ્ઠુર, નિર્દય, અરે ઓકાળ, આ'વો કોપ શે કર્યો ?
વિવાહે વિઘ્ન નાંખીયું તેં, પતિત પાતકે ભર્યો.
બંધુ બળવંતસિંહ બહાદુર, મૂકી આપ્ત જનને;
સિધાવ્યા દેવ નગર મોઝાર, મૂકી ખાલી તનને.
તમ કાર્યો અતુલા અમાપ, સ્વભાવે સુશિલતા:
હસતી મુખાકૃતિ સદાય, કાંઈ ન કુટિલતા.
ભાઈ ભવાનિસિંહ ભૂપાળ, કારી ઘા–મારીઓ;
પરભવનું વાળવાને વેર, મનસુબો ધારીઓ.
દિલગીર છીએ શ્રી વિયોગે, વિખુટા આપથી:
આત્મા અમર પામજો મોક્ષ, શાન્તિ ટાળી તાપથી.
ભર દરિએ તણાયું નાવ, નાવિક હાથ ના રહ્યું;
કાળો કેર કરે જ્યાં કાળ, સુણે જાય ના સહ્યું.
માજી કૃપા કરી હે કૃપાળી, રાખ્ય પુત્ર પાસમાં:
દેજે શાન્તિ અમર આત્માને, ગણીને દાસમાં.
વિયોગી વિરહી નિજ જન, શક્તિ દે સહનની:
ચુનિ ચર્ણ ચાંપી માગે એજ, શાન્તિ દેજ્યો મનની.

હે પતિતપાવની પરમેશ્વરી મા'–જગદંબા તા'રા પ્રિય

પુત્ર મર્હુમ બળવંતસિંહજીને અહર્નિશ અળગા નહિ કરી ચર્ણ-કમળમાં રાખ્ય, એજ તુજ તનયની અંતિમ નમ્ર યાચના છે. અસ્તુ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## મર્હુમ છોટુભાઈ ડી. દરૂ બી. એ. વિરહ (શોકોદ્ગાર)

રાગ-હરિગીત ચાલ. (રૂચીકર)

મહા કેર કરીઓ કાળ તેં, ઝડપ્યો જીવાત્મા પુણ્યનો;
રડતાં મૂકયાં કુટુમ્બી જન, આઘાત અંતિમ સૂન્યનો.
હુતાસ્નિની સમ વાત સૂણુતાં, જવાળ ચિત્તમાં લાગતી;
મન સ્થિર નહિ અસ્થિર છે, આશા થઈ હવે ભાગતી.
છોડી તમે ફાની જગતના ફંદ, ભસ્મિ ભુત ભળ્યા;
ટુકી મુસાફરી માંહી પ્રેમી, પ્રેમ પાખી નીકળ્યા.
માગી સકળ ભ્રમણા જગતની, સ્નેહ શ્રીથી બાંધીઓ;
ઇષ્ટ તણી ઇચ્છા વિચારી, નેહ તેથી સાંધીઓ.
ક્ષી.ચર ગણી વિયોગીઓ, અશ્રુ શ્રવાવે નેણુમાં;
દરબાર ધર્મ તણા સિધાવ્યા, વ્રેહ સાધ્યો વેણુમાં.
રુડુ ન કીધું કાર્ય-આ, રડતા વિયોગી ટળવળે;
સાચી સગાઈ ઇષ્ટની, ખોળી પળ્યા હિમાચળે.
હેતો વિસારે ના પડે, મૂકતા ગયા સ્થાવર અહીં;
બસ એજ યાદ સદા કરૂં, કરે સહાય શ્રી સ્વર્ગ મહી.
નેકીની ટેકી જાળવી, તેમ જાળવો જાઓ તહીં;
શાન્તિ-મળો સુસ્થાનમાં, ઇચ્છા અહરનિશ એ સહી.

આધિ, અને વ્યાધિ, ઉપાધિ, તાપ જઇ શાન્તિ મળો;
પો-ષક પીડા ટાળજો, ભગવત્‌માં જઇને ભળો.
ઇચ્છા અહરનિશ એજ, સાચા સ્નેહીની સંસારમાં;
આત્મા અમરને રાખ, પ્રભુજી પ્રેમથી તુજ પ્યારમાં.
શાન્તિ મળી સુખીઆ થજો, નહિ હાથમાં બાજી કંઇ;
ચુનિ ચાહના ચિત્તે ચહી, યાચે શિરે પાયે લઈ.

હે જગદંબિકા મા' મુજ પ્રેમી મહુંમ છોટુભાઇ દફ્ સાહેબના અમર આત્માને તુજ ચર્ણ-કમળમાં રાખી અહર્નિશ શાન્તિ આપ. એજ તુજ તનયની નમ્ર વિજ્ઞપ્તિ છે.

અસ્તુ. ૐ શાન્તિ:

---

જન્મ ૧૯૦૨.—અવસાન ૧૯૨૩.

## શ્રી હરિ-વિરહ.

રાગ-પણુજીઓ.

શ્રી માત સમી દૃષ્ટિ કીધી તેં ન્યુન કાળમાં;
હર વખતે વારિ નેહ વરસાવીરે. —શ્રી માત૦
રિપુ નહિ કો પ્રેમી સાથમાં;
પ્રસન્ન ચિત્તે ચાહે ઘણા મિત્ર વૃન્દરે. —શ્રી માત૦
સામ, દામ, ભેદ, અને દંડથી;
દમન કરીને વશ કર્યા આપ્ત જનરે. —શ્રી માત૦
ચુસ્ત રહ્યો ધર્મ બંધથી;
નિર્મળાં ઝરણાંથી પેખતા જનરે. —શ્રી માત૦

લાલચ નહિ અન્ય જાતની;
લક્ષે અંબા નોંધારાની આધારરે. —શ્રી માત
પંચ દેવની સહાય યાચતો;
ઇશ્વર માની ફેરવતો જપ માળરે. —શ્રી માત
તખ્તા રાખ્યા હતા દેવ સર્વના;
વારંવારે નિરખતો વદનરે. —શ્રી માત
હરિપ્રસાદ હરિએ હર્યો;
ભક્તિ ભાનુ તણો થઇ ગયો અસ્તરે. —શ્રી માત
ઓગણીસ છપન્નમાં અવતર્યો;
પોષ માસ પુર્ણિમાના શુભ દિનરે. —શ્રી માત૦
પાંચ વર્ષે અંબા-પાયે પડયો;
લેવરાવ્યા ત્યાં કૃષ્ણ પ્રમાણે વાળરે. —શ્રી માત૦
વિદ્યાભ્યાસ કર્યો રૂડી રીતથી;
ગુરૂ જનોનો લેતો લાભ અપારરે. —શ્રી માત૦
અંગ્રેજી વિદ્યા ભણ્યો ખંતથી;
સેવન્થમાંથી ઉપડીયું જ્યાં મનરે. —શ્રી માત૦
વિચરીઓ તે વલસાડમાં;
પરીક્ષામાં પાસ થયો શુભ પેરરે. —શ્રી માત૦
કેનેડી રીઝયા ખભો થાબડયો;
દાખલ કીધો તાર-શિક્ષણની માંહ્યરે. —શ્રી માત
ત્રણ માસેજ પાસ થઇ ગયો;
પાસ કીધી બીજી ડૉકટરી પરીક્ષાયરે. —શ્રી મા

દાખલ થયો ગ્રાન્ટ રોડ જ્યાં;
નોકરી કરીને મેળવ્યું ઉપરી મનરે. —શ્રી માત૦
સંગી જનોથી સ્નેહ સો ઘણો;
ખસ થકી પીડાયું દિલ અપારરે. —શ્રી માત૦
રજા લેઇ આવ્યો સ્વગૃહે;
પીડાયો બહુ પાણી તણા પ્રતાપરે. —શ્રી માત૦
સ્મીથ સાહેબે ઓર્ડર મોકલ્યો;
હાજર થાઓ કે કમી કરીશું નામરે. —શ્રી માત૦
માંદા શરીરે મુંબાઈ ઉપડ્યા;
જોયું સાહેબે બદબદતું શરીરરે. —શ્રી માત૦
રજા આપી માસ એકની;
મટ્યા પછીથી દાખલ થયો "પરેલ"રે.—શ્રી માત૦
દુર્ઘટ નોકરી "પરેલની";
ચોવીસ ઘંટા કરવી કોઇક વારરે. —શ્રી માત૦
બદલવાની અરજો બહુ કરી;
નિર્દયતાથી વર્તે જ્યાં ડૉકટર લોકરે. —શ્રી માત૦
સી–એચ–ભટ્ટે ભલામણ કરી;
ઘેર જવાથી સુધરશે તમ કાયરે. —શ્રી માત૦
લાવ્યા નટપુર નિવાસમાં;
હરતો ફરતો ફરી થયો શ્રી સુતરે. —શ્રી માત૦
આફતે આવ્યો કાળ કારમો;
લેઇ ગયો એક અઠવાડીઆની માંહ્યરે. —શ્રી માત૦

ઓગણીસ અગણ્યાએંસી સાલમાં;
ફાગણુ સુદિ આઠમ ને શનિવારરે. —શ્રી માત૦
દિવસે લાગ નહિ આવીઓ;
રાત્રીના નવ વાગ્યો ઝડપ્યો પ્રાણુરે. —શ્રી માત૦
પ્રાણુ પળ્યો પિંજર પડી રહ્યું;
થઇ રહ્યું ત્યાં કુટુમ્બનું કકળાણુરે. —શ્રી માત૦
પિતા રૂએ પોક મૂકતા;
કાકા, કાકી, કકળતાં અપારરે. —શ્રી માત૦
ભાઈ, ભગિની આપ્ત જનમાં;
પ્રવર્તીયો ત્યાં હાહા-કાર પોકારરે. —શ્રી માત૦
વાણી વિમળ વીર વ્હાલનો;
ઉમળકે ઉચ્ચરાતાં ઉત્તમ વેણુરે. —શ્રી માત૦
વિદેશી વસ્ત્રો નહિ પહેરતો:
સ્વદેશીનું ગૌરવ રાખે પ્રેમરે. —શ્રી માત૦
લગ્ન કીધું ક્રિયાઓ સૌ થઇ;
પામીઓ નહિ તે તેનો ઉત્તમ લા'વરે. —શ્રી માત૦
નાવિક નાઠો ને વહાણુ ડુબીયું:
સુકાન રહ્યું નહિ તે તેના હાથરે. —શ્રી માત૦
સુખ દીઠું ન સંસારનું;
શરીરને નહિ દીધું દુઃખ લગારરે. —શ્રી માત૦
"બ્રહ્મચર્યાશ્રમ" પાળ્યો પ્રેમથી;
અંત સુધીનો સાચવીઓ તો ટેકરે. —શ્રી માત૦

નેક નામદાર પરમારકુળભુષણ મહુર્મ હમિરસિંહજી સાહેબ,

બહાદુર

સ્વસ્થાન
દાંતા
ભવાનગઢ.



જન્મ.
સંવત ૧૯૨૬
ના માગસર
સુદિ ૧૩ તા.
૨૧-૧૨-૧૮૭૦

અવસાન.
સંવત ૧૯૮૨
માગશર સુદિ ૩
સને ૧૯૨૫.

મહુમ કુમારશ્રી સવાઈસિંહજી
સાહેબ બહાદુર, દાંતા.



મહુમ કુમારશ્રી બળવંતસિંહજી
સાહેબ બહાદુર, દાંતા.



| મર્હુમ પુત્ર हरिप्रसाद. | મર્હુમ हरिप्रसादनां પૂજ્ય માતુશ્રી<br>श्रीमति चंचळगौरी |
| --- | --- |
|  |  |

**જન્મ**
સંવત ૧૯૫૮ ના
પોષ સુદિ પૂર્ણિમાને
ગુરુવાર

**અવસાન**
સંવત ૧૯૬૯ ના
ફાગણ સુદિ ૮ ને
શનિવાર

**અવસાન**
સંવત ૧૯૭૬ ના આસો વદિ ૪ ને રવિવારે રાત્રે
બાર ઉપર બે વાગ્યે. અગ્નિસંસ્કાર તેમના પિયેર
કુકરવાડામાં આસો વદિ ૫ ને સોમવારે

મા'જી વિનતી વારંવારની;
હરિપ્રસાદને હરિ ચરણે રાખરે. —શ્રી માત૦
સૂક્ષ્મ દેહને શાન્તિ આપજો;
આ'વા જન્મો ફરી ફરી નહિ આપરે. —શ્રી માત૦
વિરમુ નિઃશ્વાસ મૂકી વ્હાલથી;
ચર્ણામ્બુજને ચાહે છે ચુનિલાલરે. —શ્રી માત૦

હે શ્રી બ્રહ્મો-દરીમા' જગદંબા તા'રા ઉદરમાં બાળ હરિને રાખ્ય. એજ અંતિમ નમ્ર યાચના. અસ્તુ શુભં ભવતુ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## મર્હુમ સૌ. શ્રીમતી ચંચલગૌરી વિરહ.

રાગ-સીતાજીના મહીનાનો.

શ્રી સારદા શુભ ફળદાયી, આ-શો ઘાત તેં કીધો;
મતિ માનની કીધી તેં ખોળ, ખોળી જીવ તેં લીધો. ૧
તિન લોકમાં મિલતી ન જોડ, ત્રિયા ત્રિગુણી સમી;
ચંદ્ર સમો ચાંદલીઓ ભાલ, દેખી સખીને ગમી. ૨
ચતુરાઇ અધિક હતી ચિત્ત, ચિત્રે ચિત્ત ચોરીયું;
લક્ષ્મિ લક્ષ વસાથી અધિક, લેખી લક્ષ દોરીયું. ૩
ગૌરીના સમ સુશિલ સ્વભાવ, કુટુમ્બે ન ફુરતા;
રીઝી બાળ સ્નેહીને સ્વજન, મૃદુ બોલો સ્ફુરતા. ૪
એવી ચતુર શિરોમણી ચિત્ર, મૂકી ચતુરા ગઇ;

ફાની દુનિઆનો કરીને ત્યાગ, વિયોગી વાટ કાં' સહી. ૫
ઓગણીસ છોતેરની સાલ, આશ્વિન શુદિ નોમને;
દિને પિંડ પળીઓ પિએર, સાથે લીધો રામને.(૧) ૬
છેલ્લીવારની મળવાને માત, ભ્રાત અને ભત્રીજા;
આવી કુર્કુટપુર(૨) મોઝાર, જવરે કીધી બહુ ઈજા. ૭
રામ બાળક વિણુ સહુ બાળ, નટપુરના(૩) નિવાસમાં;
જુએ માત તણી સહુ વાટ, ઉદાસી અવાસમાં. ૮
વહ્યા દિન વધારે વિયોગે, માસી આવ્યાં ત્યાં થકી;
તમ માત છે માંદગી માંહ્ય, મટવાની છે વકી. ૯
પણ માત વિયોગી બાળ, ઝુરે સુણી વાતને;
કયારે દેખીશું મા'નું વદન, ભૂલી ગયાં જાતને. ૧૦
થઇ ઘહેલાં ફરે આમતેમ, માત, માત, બોલતાં;
ગયા તાત માતકેરી પાસ, આવ્યો તાર–ખોલતાં. ૧૧
પળ્યો પુત્રો મૂકી નિજ ધામ, પુત્રી મૂકી ઝુરતી;
આવ્યો કુકરવાડા મુકામ દેખી સુસ્ત સુરતી. ૧૨
પૂછયું માત–ભ્રાતે ધરી પ્રેમે, કહે પંડયા આવીયા;
થઈ હાશ નિરખીયું વદન, હૃદયમાંહી ભાવીઆ. ૧૩
વળતાં બોલી મધુરો બોલ, સહુ નિજ જાણુ છે;
ભરોંસો રાખી છોડી જંજાળ, માજી મુજ પ્રાણુ છે. ૧૪
રાત્રે ગાયાં ગાયત્રીનાં ગાન, નામ સ્મરે મુખથી;
જગદંબ તણો જપે જાપ, ડરે નહિ દુઃખથી. ૧૫

---

૧. પુત્ર રામકૃષ્ણને. ૨. કુકરવાડા. ૩. નડિઆદ.

સહુ વાસના થઇ ગઇ દુર, મહા માયા મય બની;
પ્રાણેશ્વરીમાં પેઠો પ્રાણ, ચરણમાં બની ઠની. ૧૬
ફાની દુનિઆથી થઇ ગઇ દૂર, પાંચમ આસો વદની;
ચોથને રવીવારની રાત, ઇચ્છા શ્રી-પદની. ૧૭
પળ્યો પ્રાણ પોણા બેએ પંથે, પંચ ભુતમાં ભળ્યો;
વિયોગી બની બાળ સમેત, ગયો નહિ તે કળ્યો. ૧૮
જાણી વાત પીએરના જને, સગાં અને સ્નેહીમાં;
રડ કકળની રમખાણ, મચી રહી ત્રેહીમાં. ૧૯
દેહ ભસ્મીભૂત ચંદ્રવારે, ચંદુ પુત્રથી કર્યો;
પડયા પંથે વિજાપુર વાટ, રામ હૃદયે ધર્યો. ૨૦
વિજાપુર વિષે સુણી વાત, વિતર્કો સહુ કરે;
સાજુ માંદુના જાણીએ કોઇ, ધીરજ નહિ કો-ધરે. ૨૧
હાહાકાર થયો સ્નેહીજન, સગાને સંબંધમાં;
પ્રેમ તણાં ગવાતાં ગાન, દર્શાવે પ્રબંધમાં. ૨૨
ચાલ્યા રામ સમેત અવાસે, નટપુર-નગ્ર જ્યાં;
સુણી બા'વરી બની ટ્રેન બાઇ, ઉપાડીને દોડી ત્યાં. ૨૩
પડે આખડે અંગ્ર ધ્રુજાવે, ફુફાડતી ફાળથી;
સુણું છું ? હું કાળો કેર, ડરે નહિ કાળથી. ૨૪
આવી ઉપાડી નટપુર નગ્રે, વાત જાણી લોકમાં;
સુણી શોક કરે સહુ જન, કુટુંબ રડે શોકમાં. ૨૫
બાળ, બાળકી, કુટતી શિશ, માત-મૂકી કયાં ગઈ?
અને મળી નહિ ફરીવાર નમેરી શું તું થઇ ? ૨૬

આવાં નમાયાં કરીને બાળ જતાં ધીર કાં' રહી ?
ખ્યાલ આવ્યો નહિ કાંઈ મન, રહી કેમ આ સહી ? ૨૭
તારો આત્મા અમરપદ પામે, થકી સુખ સર્વને;
પ્રભુ પાળ્યાં અમોને તેમ, પાળો ધરી ગર્વને. ૨૮
સદા શાન્તિ શાન્તિ આપો અંબા, બિરદ સાચવી તમે ?
આત્માને અચળ તુજ પદ, દેઈ પાળો આ સમે ? ૨૯
આ'વો પ્રેમાળ પ્રાણ હે માત, તા'રી પાસે નહિ હશે;
જે ધરતો હતો તુજ જાપ, તુંથી ચિત્ત ના ખશે. ૩૦
એ'વો શ્રીમય આવીઓ પ્રાણ, ચાહી તુજ ચર્ણમાં;
ખરા પ્રેમથી પાળ સદાય, રાખી તુજ શર્ણમાં. ૩૧
પાંચ પુત્રો-અને પુત્રી એક, ભગવતીને ભજી;
માગે માતુને-રાખજો શર્ણ, ભૂલ ચૂકોને તજી. ૩૨
સહુ બાળ તમો તણી વાડી, રક્ષપાળ તમ કને;
રક્ષપાળ તમો થઇ મા'ત, સુધારો-બાળકને. ૩૩
એજ બાળ તા'રાની છે ઉર્મિ, અંબા ઉરમાં ધરો;
શાન્તિ શાન્તિ આપીને સાદાય, ચુનિ કર ના-પરો. ૩૪

---

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ અસ્તુ. હે બ્રહ્મોદરીમા' જગદંબા ગત્ પ્રાણને તા'રા ચર્ણ કમળમાં રાખ-એજ તુજ તનયની તિવ્ર જીજ્ઞાશા છે. અસ્તુ શ્રીઃ

---

૪ રા. રા. જ્યોતિર્વિદ અંબાલાલ ઉમીયાશંકર રામોલકર શ્રી દાંતા
મહારાણા આશ્રીત હાલ નાગરવાડા નડિઆદ
,, દેશાઇ હરિભાઇ મરઘાભાઇ ભવાનિદાસની ખડકી નડિઆદ
,, પટેલ ડાહ્યાભાઈ લલ્લુભાઇ હલાતવગો નડિઆદ
૪ ગં. સ્વ. મહાલક્ષ્મિ જીવરામ મીડવાઇફ ગવર્નમેન્ટ ડીસ્પેન્સરી ખારાઘોડા
રા. રા. ભટ્ટ ભોગીલાલ નાથજીભાઇ સ્કુલ માસ્તર ચુણેલ તા૦
નડિઆદ.

૪ ,, રાવજીભાઈ લલ્લુભાઈ પટેલ નડિઆદ
,, પટેલ પુરૂષોતમ ભાઇલાલ ભાદરણ વાળા હાલ નડિઆદ
,, દેશાઇ કાળીદાસ બાબરભાઇ હલાતવગો નડિઆદ
,, વ્યાસ મણિલાલ લલ્લુભાઇ મુનિમ બેગમપુરા સુરત
,, પંડ્યા પુરૂષોત્તમ મગનલાલ પેટલાદ
,, બાળવૈદ્ય ઝવેરીલાલ હીંમતલાલ પેટલાદ
,, ગિરધરલાલ લક્ષ્મીરામ લુણાવાડા
,, ગુંદરીઆ નાથાલાલ હીરાલાલ મુંબાઇ કાલબાદેવી નં.૩૮૪૮૬
,, મહેતા મણિલાલ ડાહ્યાભાઇ માંકડા પોળ નડિઆદ
,, દવે અમૃતલાલ મોતીલાલનાં વિધવા મંગળાગૌરી કવેશ્વરની
પોળ અમદાવાદ.
,, મહેતા માધવલાલ ખુશાલરાય દિવાળી પોળ નડિઆદ
,, ,, શિવપ્રસાદ અમૃતલાલ ડે. સ્ટેશન માસ્તર ખોડિઆર
,, ,, મોહનલાલ સાંકળલાલ ઘોડાપોળ નડિઆદ
,, પટેલ છોટાભાઈ દેસાઇભાઇ કાકરખાડ નડિઆદ
,, દરજી શંકરલાલ ઇશ્વરલાલ ચોખંડી વડોદરા
,, પટેલ છોટાલાલ મોતીભાઈ કનીપુર તા. દહેગામ હાલ
લખાવાડ નડિઆદ

રા. રા. સુથાર રણછોડદાસ કીસોરદાસ પેટલાદ
,, દેશાઇ નરૂભાઇ કરૂણારામ બી. એ. કબુતરખાના ભરૂચ
,, પટેલ ચતુરદાસ પુરૂષોત્તમદાસ પાલડી તા. વિસનગર પ્રાંત કડી
,, ગાંધી પુંજાભાઈ બકોરદાસ ગાંધી પોળ નડિઆદ
,, દેસાઇ રામભાઇ તળસીભાઇ દેસાઇ વગો નડિઆદ
,, દેસાઇ શિવાભાઇ વલ્લવભાઇ બીન જીજીભાઇ દેસાઈ વગો
નડિઆદ.
,, પટેલ ગોવિંદભાઇ ભાઈલાલ બી. એ. લખવાડ નડિઆદ.
,, વકીલ કમળાશંકર હેતશંકર પુરોહિત છોટાઉદેપુર

૪ રા. રા. પંડયા ફુલશંકર કરૂણાશંકર છોટાઉદેપુર
,, મગનલાલ પ્રાણશંકર હસનપુરમોટા
,, તંબોળી રણછોડલાલ બાપુલાલ ખંડેરાવ માર્કીટ વડોદરા
,, પટેલ છોટાલાલ સોમાભાઇ રીસી. ડે. સ્ટેશન માસ્તર
ઓડ-લાસ નડિઆ

૫ ,, શુક્લ મણિશંકર જગજીવન સુલતાનપુરા વડોદરા
,, ભટ્ટ મોતીલાલ ધનસુખરામ શેષશાઇના પુજારી ગાદોદ
,, શાહ ખુલાખીદાસ મોતીલાલ કરમસદવાળા પેટલાદ
,, જોશી નાથાલાલ મહાસુખરામ પેટલાદ
,, ત્રિવેદી ચંદ્રપ્રસાદ લીલાધર વડોદરા બાજવાડા હનમાન પો
,, દવે પ્રલ્હાદજી મોહનલાલ અંબિકાવિજય લૉજ નડિયાદ
,, વૈદ્ય ઇન્દુપ્રસાદ છોટાલાલ હાલ-નાવલી તા. આણંદ
,, સોની હરગોવીંદ કરસનદાસ બોરસદ જી. ખેડા

---